# ભાગવતનું પારાયણ.

**સ્થળ—ધનાસુતારની પોળ. અંબાજીનું ચોકઠું.**
**વકીલ ભગુભાઈ ગોવિંદલાલને ઘેર.**

**સમય—પુરૂષોત્તમ માસ તા. ૧૬–૬ થી ૩૦–૬–૩૧**

બાઈ રૂક્ષ્મણી–કે જે શેઠ જેકીસનદાસ બાપુલાલની વિધવા; તેમની સદ્ગતિ નિમિત્તે, અમારે ત્યા શ્રીમદ્ ભાગવતનુ પારાયણ થશે. આ શુભ પ્રસંગે મોક્ષમંદિરના મહારાજશ્રી અમારે ત્યા પધારશે. તેનો કાર્યક્રમ નીચે પ્રમાણે છે.

જેઠ વદી અમાસ વાર મંગળ તા. ૧૬–૬–૩૧ ના રોજ સવારમા ૮ વાગે મહારાજશ્રીને તથા શ્રીમદ્ ભાગવતને અમારે ત્યાં પધરાવવામા આવશે. ૯ થી ૧૧ શ્રવણ દિક્ષાની ક્રિયા થશે. આ ક્રિયામા બેસવાની સૌને છૂટ છે. શ્રવણ દિક્ષા લેવા આવનારે આસન, પંચપાત્ર, ત્રભાણી, ઘીની દીવી અને પહેરવાના પવિત્ર સાદા વસ્ત્રો લઇને, અમારે ઘેર ૮ વાગે હાજર રહેવું. પૂજનની સામગ્રિ અમારે ત્યાંથી મળશે.

૧૧–૩૦ થી ૧ ફરાળ. [ સૂરણ અને દુધ ]

૧ થી ૩ અને ૩–૩૦ થી ૪–૩૦ શ્રીમદ્ ભાગવતનું મહાત્મ્ય.

[ ૩ થી ૩–૩૦ હરવા ફરવાની અને જળ પીવાની રજા. ]

પુરૂષોત્તમ માસ શુદી ૧ બુધવારથી શુદી ૮ મંગળવાર સુધી ૭ દિવસ.

[ ત્રીજનો ક્ષય છે. ]

સવારમા ૭ થી ૯–૩૦ શ્રવણ [ બપોરે ધંધો કરવાની રજા ].

શુદી ૯ બુધવારથી વદી ૧ મંગળવાર સુધી સાત દિવસ [પુનમનો ક્ષય છે]

સવારમા ૭ થી ૯ અને ૯–૩૦ થી ૧૧–૩૦ શ્રવણ.

[ ૯ થી ૯–૩૦ ઉકાળો પીવાની તથા હરવા ફરવાની રજા ]

બપોરે ૧ થી ૩ અને ૩–૩૦ થી ૫–૩૦ શ્રવણ.

[ ૩ થી ૩–૩૦ જળપાન કરવાની તથા હરવા ફરવાની રજા ]

તે શુભ પ્રસંગે પધારવા સૌને વિનતિ છે. ઘણા કામમાં ગુંથાયા હો; તોપણ આવે પ્રસંગે, એક ઘડી હાજર રહેવું, તે સદ્ભાગ્ય છે.

**અમદાવાદ.**
**ધનાસુતારની પોળ**
**૧૯૮૭ જેઠ વદી ૧૧**

**લી. વકીલ ભગુભાઈ ગોવિંદલાલ**
ના જયશ્રીકૃષ્ણ.

શ્રી [illegible] પ્રિન્ટીંગ પ્રેસ અમદાવાદ.

મોક્ષપત્રિકાનો વધારો. Registered No. B. 1434.

ફ. નં. ૧

# ગીતા અધ્યાય ૪ થો.

## કર્મબ્રહ્માર્પણયોગ.

તંત્રી અને પ્રકાશક-રામશંકર મોનજી ભટ્ટ ઠે. મોક્ષમંદિર-અમદાવાદ.
અમદાવાદ-ધી ડાયમંડ જ્યુબિલી પ્રિન્ટીંગ પ્રેસમાં પરીખ દેવીદાસ છગનલાલે છાપ્યું.
સંવત ૧૯૮૭ના પુરૂષોત્તમ માસ માટે—ખાસ અંક.

( નોંધ—માત્ર શ્લોકો વાંચી જવાથી દિ નહીં વળે; માટે પ્રથમથી બરાબર વાંચો. ઘણું જાણવાનું મળશે. )

### બે બોલ.

વ્હાલાં હરિજનો!

શ્રીહરિની પૂર્ણ કૃપાથી, આપણે પાછાં મળ્યાં. ધર્મના ક્ષેત્રમાં ફરી ફરી મળવું, દેવોને પણ દુર્લભ છે. ગીતા જેવા ગ્રન્થની ટિકા લખનાર હું કોણ! મારૂં ગજું શું! જે આ કાંઈ છે, તે શ્રીહરિની દયા છે. તેમાંથી આપને જે ગમે તે લેજો; અને ન ગમે તે પડયું મેલજો. ભૂલચૂક જણાય તો તે ઉદાર દિલથી દરગુજર કરશોજી. લખવા જેવું હોય; તો રાગદ્વેષની ક્ષુદ્રતા તજીને લખશોજી. બીજી આવૃત્તિમાં સુધારો થશે. ઘણી ઉત્તમ ટિકાઓ-નો સાર આ ટિકામાં છે; તેથી આપને થોડામાં ઘણું મળશે. થોડું પણ ઘણું મુદ્દાનું છે. ભાષા સરલ છે. પ્રેમથી વાંચશોજી. વાંચીને રાજી થાઓ, તો આશીર્વાદ આપશો કે—'શ્રીહરિના ચરણમાંથી અમારી વૃત્તિ ખસે નહીં.'

ગીતા અ. ૧-૨-૩-૪-૫-૧૨-૧૫-૧૬ તૈયાર છે. બીજા અ. ની કીંમત ૦-૬-૦, બાકીના દરેકની કીંમત ૦-૩-૦.

અમદાવાદ,
મોક્ષમંદિર પુરૂષોત્તમમાસ.
સંવત ૧૯૮૭.
લી. રામશંકર મોનજી ભટ્ટ.

# અધ્યાય ૪ થો.

## [ કર્મબ્રહ્માર્પણયોગ ]

**કર્મબ્રહ્માર્પણયોગ**—આ ૪થા અધ્યાયને, મધુસૂદનસરસ્વતી અને પરમાર્થપ્રપાના ટિકાકાર 'કર્મબ્રહ્માર્પણયોગ' કહે છે; પંડિત કાશીનાથ વામન લે લે-નવલભાષ્યના ટિકાકાર 'કર્મસન્યાસયોગ' કહે છે; ચિદ્-ઘનાનંદજી અને મહાત્મા નથુરામશર્માજી 'યજ્ઞવિભાગયોગ' કહે છે; ચિંતા-મણિ ગંગાધરભાનુ પ્રોફેસર અને આનંદગિરિ-'કર્મસન્યાસયોગ' અથવા 'બ્રહ્મયજ્ઞપ્રશંસાયોગ' કહે છે; શ્રીધરસ્વામી 'જ્ઞાનયોગ' કહે છે. આવા મત-ભેદથી ગભરાવું નહીં. (૧) બ્રહ્માર્પણનો અર્થ સન્યાસ. સન્યાસ એટલે નિષ્કામ કર્મયોગ અથવા અનાસક્ત કર્મયોગ. જુઓ-**त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ॥** અ. ૪-૨૦. 'કર્મનાં ફળોમાં અનાસક્ત રહીને.' (૨) 'યજ્ઞવિભાગયોગ' કહેવાનું કારણ એમ જણાય છે કે-**एवं बहुविधा यज्ञा, वितता ब्रह्मणो मुखे ॥** અ. ૪. ૩૨ વિગેરે શબ્દોથી, આ અધ્યાયમાં યજ્ઞના ઘણા પ્રકાર બતાવ્યા છે. (૩) જ્ઞાનયોગ કહેવાનું કારણ એ છે કે-**श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्-ज्ञानयज्ञः परंतप ॥** અનેક પ્રકારના દ્રવ્યયજ્ઞોનાં કરતાં, જ્ઞાનયજ્ઞ ઉત્તમ છે;' અને **सर्वं कर्माखिलं** વિગેરે શબ્દોથી 'બધાં કર્મો જ્ઞાનમાં પૂરેપૂરાં સમાઈ જાય છે.' અ. ૪. ૩૩.

સાર એ છે કે-આ અધ્યાયમાં ત્રણ મૂખ્ય ભાગ છે. ૧ કર્મબ્રહ્માર્પણ, ૨ યજ્ઞવિભાગ, અને જ્ઞાન. આ ત્રણેમાં 'કર્મબ્રહ્માર્પણ' મૂખ્ય છે. કારણ કે કર્મબ્રહ્માર્પણથીજ યજ્ઞવિભાગ સફળ થાય; અને કર્મબ્રહ્માર્પણથીજ જ્ઞાનને માટે યોગ્યતા પ્રાપ્ત થાય.

---

**આ અધ્યાયનો હેતુ**—આ ચોથા અધ્યાયને પાછળ ક્યાં ક્યાં સંબંધ છે ? તે જાણીએ, તો કથાનો સંબંધ મળી રહે. ભાવથી સાંભળો—

બીજા અધ્યાયના ૩૮ મા શ્લોક સુધી, સાંખ્યમાર્ગ (કેવળ જ્ઞાન માર્ગ) સંબંધી શ્રીકૃષ્ણે ખુલાસો કર્યો. પછી ૩૯ મા શ્લોકમાં કર્મયોગનો ઇસારો કર્યો. ૪૦ મા શ્લોકમાં કહ્યું કે-કર્મયોગનું થોડુ સરખું પાલન પણ, મોટા ભયમાંથી બચાવશે.' ૪૧ થી ૪૬ સુધીના શ્લોકોમાં, યજ્ઞાદિ કર્મોની વાત કરીને, ૪૭ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે કહી દીધું કે-'કર્મો કરવાં, પણ કર્મોનાં ફળોમાં લલચાવું નહીં.' કર્મો કરવાં છતાં કર્મોનાં ફળમાં લલચાવું

નહીં; એટલે 'કર્મ કરવાં, અને તે બ્રહ્માર્પણ કરવાં.' પછી ૪૮ મા શ્લોકમાં "संगं त्यक्ता कर्माणि कुरु"–'આસક્તિ તજીને કર્મો કર'. આ ૪૭–૪૮ શ્લોકો, અને આ સિવાય બીજા અ.ના, અને ત્રીજા અ. ના શ્લોકોમાં, શ્રીકૃષ્ણે કર્મો કરવાનો આગ્રહ કરીને, કર્મબ્રહ્માર્પણ કરવાની બાબત ઉપર, ખાસ ભાર મૂકયો. આ તમામ શ્લોકો ચોથા અધ્યાયની ઉત્પત્તિનો ઈસારો કરે છે. કર્મયોગી થવા, અને કર્મોનાં ફળમાં અનાસક્ત રહેવા માટે, જનકાદિનું દૃષ્ટાંત આપ્યું. ત્રીજા અ. ના ૨૫–૨૬ શ્લોકમાં કહ્યું છે કે–'જ્ઞાનીએ પણ અનાસક્ત રહીને, લોકસંગ્રહ માટે કર્મ કરવાં, અને અજ્ઞાનીઓને કર્મમાં જોડવાં.' કર્મબ્રહ્માર્પણ કરવાં, અથવા અનાસક્ત રહી કર્મ કર્યા જવું; તે સામાન્ય જીવોથી સમજાય એવું નથી. જ્ઞાને કરીને વિવેક સિદ્ધ થયો હોય; તે પુરૂષજ કર્મનાં ફળોમાં અનાસક્ત રહી શકે. જ્ઞાનમાં કયાં કયાં આવરણ છે; તે જાણ્યા પહેલાં, અને તેનો નિકાલ કર્યા પહેલાં, જ્ઞાન હોઈ શકે નહીં. જ્ઞાન ન હોય; તો વિવેક પણ હોઈ શકે નહીં. વિવેક ન હોય; તે પુરૂષ કર્મનાં ફળમાં કદિ અનાસક્ત થઈ શકે નહીં. આ મુંજવણને દૂર કરવા, પ્રભુએ ત્રીજા અધ્યાયના ૩૪મા શ્લોકમાં રાગદ્વેષને, અને પછી ૩૭ થી ૪૩ શ્લોકોમાં, કામ ક્રોધને જ્ઞાનમાં વિઘ્નરૂપ ગણ્યા.

**પાતંજલયોગદર્શન અને ગીતા**—જેમ ગોળ વિના ફિકકો કંસાર; અને મા વિના સુનો સંસાર; તેમ પાતંજલયોગના જ્ઞાન વિના, ગીતાનું જ્ઞાન ફીકકું સમજવું. ઉપર ચોટીયું–વેઠ જેવું–સમજવું. ગીતામાં જે કર્મયોગ છે; તે **માત્ર** યજ્ઞાદિ કર્મોનું, અથવા સંધ્યાવંદનાદિ નિત્યકર્મનું અનુષ્ઠાન નથી; પણ તે તમામ કરીને, પ્રાણાયામાદિ અષ્ટાંગયોગની ક્રિયાઓમાં, નિર્વિકલ્પ સમાધિ સુધી આગળ વધવું તે છે. આ અધ્યાયના ૨૬મા શ્લોકમાં–**श्रोत्रादीनींद्रियाण्यन्ये, संयमाग्निषु जुह्वति ॥** અને એવા બીજા શ્લોકોમાં, તથા પાંચમા અધ્યાયમાં, યોગવિદ્યાની કેટલીએક વાનકીઓ બતાવીને, ગીતા અ. છઠ્ઠામાં પાતંજલયોગ સંબંધી કાંઇક **વિશેષ–સંપૂર્ણ નહીં**–ખુલાસો કર્યો.

ગીતા અને ભાગવત સમજવામાં અનુકૂળતા પડે, એવા હેતુથી, આપણે પાતંજલયોગસૂત્રોની સરલ અને વિસ્તારવાળી ટિકા લખી છે. તે વાંચ્યા વિના ગીતાનું વાંચન પાંગળું છે–અધુરૂં છે. યોગનાં એક પછી એક પ્રકરણ વાંચો, તોપણ કાંઇક સમજી શકશો. 'આસન શું?' 'પ્રાણ શું?' 'પ્રાણાયામ શું?' 'સમાધિ શું?' તેનું કાંઈ પણ ભાન ન હોય; તેમને, ગીતા અ. ૪–૫ અને ૬ વાંચવાનો અધિકાર નથી.

પાતંજલ યોગનાં પાંચ પ્રકરણો છે. ૧ સાધનપાદ. કીંમત ૦-૮-૦, પ્રાણતત્ત્વ અથવા શ્વાસ લેવા મુકવાની વિદ્યા ૦-૨-૦, સમાધિપાદ અથવા માનસશાસ્ત્ર ૦-૧૨-૦. વિભૂતિપાદ ૦-૮-૦. કૈવલ્ય પાદ ૦-૪-૦. એક સાથે બાંધેલા સંપૂર્ણ ગ્રન્થની કીંમત ૨-૪-૦

**ચોથા અધ્યાયનો સાર**—૧ થી ૩ શ્લોકોમાં કર્મયોગની પરંપરા -પ્રાચીનતા-નું વર્ણન કર્યું. ૪ થી ૮ શ્લોકોમાં નિર્ગુણ બ્રહ્મ સગુણ રૂપે કેમ સૃષ્ટિમાં આવે છે? અને શું કરે છે? તેનું વર્ણન કર્યું. ૯ થી ૧૦ શ્લોકોમાં આવા દિવ્ય અવતારને અને તેમનાં કર્મોને ઓળખવાના ફળનું વર્ણન કર્યું. ૧૧ મા શ્લોકમાં ભજનના ભેદ જણાવ્યા. ૧૨મા શ્લોકમાં સકામ ભક્તો દેવોને ભજે છે, અને તેમની કામના સફળ થાય છે, એમ કહ્યું. ૧૩ મા શ્લોકમાં વર્ણાશ્રમની ઉત્પત્તિ સંબંધી કહ્યું. ૧૪ મા શ્લોકમાં શ્રીકૃષ્ણે કહ્યું કે-'હું કર્મના બંધનથી મૂક્ત છઉં.' ૧૫મા શ્લોકમાં કહ્યું કે-' આ પ્રાચીન ધર્મ છે. તેથી તું તેનું પાલન કર.' ૧૬ થી ૧૮ માં કર્મનું નિરૂપણ કર્યું. ૧૯ થી ૨૪ શ્લોકોમાં કર્મબ્રહ્માર્પણનો મહિમા બતાવ્યો. ૨૫-૨૬-૨૭-૨૮-૨૯-૩૦ અષ્ટાંગ યોગનું વર્ણન કર્યું. ૩૧-૩૨માં યજ્ઞનું વર્ણન કર્યું. ૩૩ મા શ્લોકમાં 'દ્રવ્યયજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે,' એમ શ્રીહરિ બોલ્યા. ૩૪ થી ૩૯ માં જ્ઞાનનો મહિમા બતાવ્યો. ૪૦ માં કહ્યું કે-' આ બાબતમાં સંશય કરનાર પોતાના બેઉ લોકને બગાડે છે.' ૪૧ મા શ્લોકમાં યોગમાર્ગનો મહિમા બતાવ્યો. ૪૨ મા શ્લોકમાં કહ્યું કે-' કદિ આ બાબતમાં અજ્ઞાનથી સંશય થાય, તો જ્ઞાનરૂપી તલવારથી તેને છેદી નાંખ.'

હવે આપણે અધ્યાય શરૂ કરીએ—

**શ્રીભગવાન ઉવાચ । શ્રી ભગવાન્ બોલ્યાઃ—**

**इमं विवस्वते योगं, प्रोक्तवानहमव्ययम् ।**

**विवस्वान मनवे प्राह, मनुरिक्ष्वाकवेऽब्रवीत् ॥१॥**

પદાનિ—ઇમ-વિવસ્વતે-યોગં-પ્રોક્તવાન્-અહં-અવ્યયમ્-
વિવસ્વાન્-મનવે-પ્રાહ-મનુઃ-ઈક્ષ્વાકેવ-અબ્રવીત્- [૧]

**एवं परंपराप्राप्त-मिमं राजर्षयो विदुः ।**

**स कालेनेह महता, योगो नष्टः परंतप ॥२॥**

પદાનિ—એવ-પરંપરાપ્રાપ્તં-ઈમં-રાજર્ષયઃ-વિદુઃ-
સઃ-કાલેન-ઈહ-મહતા-યોગઃ-નષ્ટઃ-પરંતપ- [૨]

**स एवायं मया तेऽद्य, योगः प्रोक्तः पुरातनः ।**
**भक्तोऽसि मे सखा चेति, रहस्यं ह्येतदुत्तमम् ॥३॥**

પદાનિ—સઃ–એવ–અયં–મયા–તે–અદ્ય–યોગઃ–પ્રોક્તઃ–પુરાતનઃ–ભક્ત–અસિ–મે–સખા–ચ–ઈતિ–રહસ્યં–હિ–એતત્–ઉત્તમં

અર્થ—શ્રીભગવાન્ અર્જુનને કહે છે કે–' અનાદિકાળથી ચાલ્યો આવતો, અને નાશરહિત એટલે ભવિષ્યમાં પણ ચાલ્યા કરે એવો–આ (કર્મ)યોગ, મેં (પૂર્વે) સૂર્યને કહ્યો હતો; સૂર્યે (પોતાના પુત્ર) મનુને કહ્યો હતો; અને મનુએ (પોતાના પુત્ર) ઈક્ષ્વાકુને કહ્યો હતો.' [૧] શ્રીકૃષ્ણ આગળ કહે છે કે–' હે પરંતપ ! આ પ્રમાણે પરંપરાથી પ્રાપ્ત થએલા–એટલે ચાલ્યા આવતા આ કર્મયોગને, રાજર્ષિઓ જાણતા હતા. [પણ] અત્યારે

---

૧ પદચ્છેદઃ—**इमं अव्ययं योगं**–આ નાશ રહિત યોગ. **अहं विवस्वते प्रोक्तवान्**–મેં સૂર્યને કહ્યો હતો. **विवस्वान् मनवे प्राह**–સૂર્યે મનુને કહ્યો હતો. **मनुः इक्ष्वाकवे अब्रवीत्**–મનુએ ઇક્ષ્વાકુ રાજાને.

૨ પદચ્છેદ—**एवं**–આ પ્રમાણે. **परंपरया प्राप्तम् परंपराप्राप्तम्, इमं परंपराप्राप्तम्**–પરંપરાથી પ્રાપ્ત થએલા એટલે પરંપરાથી સાંભળેલા આ (યોગ) ને. **राजर्षयः विदुः**–રાજર્ષિઓ જાણતા હતા. **परंतप !**–હે અર્જુન ! **इह महता कालेन**–અત્યારે ઘણા લાંબા કાળથી. **सः योगः नष्टः**–તે યોગ નાશ પામી ગયો છે.

૩ પદચ્છેદઃ—**सः एव अयं पुरातनः योगः**–તેજ આ અનાદિકાળથી ચાલ્યો આવતો યોગ. **ते अद्य मया प्रोक्तः**–આજે (તે યોગ) મારાથી તને કહેવાયો (છે). **भक्तः च सखा मे असि**–તું મારો ભક્ત તથા મીત્ર છો. **इति**–તેટલા માટે તને તે યોગ મેં કહ્યો. **हि**–કેમકે. **एतत् उत्तमम् रहस्यं**–આ ઉત્તમ રહસ્યરૂપ છે.

**1.** Shrikrishna says to Arjun 'I spoke about this imperishable Yoga, to Vivasvan; Vivasvan told it to Manu ; and Manu told it to Ikshwaku. **2.** King—sages knew this (Yoga) which is handed on down the line. Oh Parantapa! in this world, this yoga is, by great efflux of time, decayed. **3.** However I have this day told it to you, because you are my devotee and friend (too). This Yoga is supreme secret.

ઘણા લાંબા કાળથી તે (કર્મયોગ) નાશ પામી ગયો છે.' [૨] શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-'અગર જો કે-આ પુરાતન યોગ, ઉત્તમ રહસ્યરૂપ છે; તોપણ આજે મેં તને તે કહ્યો; કારણ કે-તું મારો ભક્ત છો; વળી તું મારો મિત્ર છો. [૩]

૧ થી ૩ વિવેચન—

**इमं योगं अव्ययं**—આ યોગ અવિનાશી છે-નિત્ય છે. એટલે-પરંપરાથી ચાલ્યો આવતો પ્રાચીન છે. પ્રાચીન એટલે માત્ર આ મન્વતંરમાં જ નહીં; પણ દરેક મન્વંતરમાં કર્મયોગનો ઉપદેશ કરવામાં આવે છે. વૈવસ્વત મનુ અને ઇક્ષ્વાકુનાં નામ દઈને, આ મન્વતંરની પ્રાચીનતાનું સૂચન કર્યું.

**योगं**—'યોગ' એટલે જેમાં કર્મયોગ સાધનભૂત છે; અને જ્ઞાનયોગ સાધ્યભૂત છે તે. 'કર્મયોગ' એટલે કર્મ ચાલુ રાખવાં, અને તેના ફળમાં અનાસક્ત રહેવું તે યોગ. (૧) દેહાભિમાનથી રહિત થએલા, અને ઘડી ઘડીમાં સમાધિ થઈ આવે, એવા પૂર્વ જન્મના પાકા યોગાભ્યાસી શ્રીશુકદેવજી જેવા જીવન્મુક્ત પુરૂષો, કર્મયોગનો તદ્દન ત્યાગ કરીને, જ્ઞાનયોગ (સાંખ્યમાર્ગ) નો સ્વિકાર કરી શકે; (૨) અને જનક જેવા જ્ઞાનીઓ, સંધ્યાવંદનથી સમાધિપર્યંતના કર્મયોગનો સ્વિકાર કરે; અને નિવૃત્તિના સમયમાં સાંખ્ય યોગમાં પણ રસ લે.

યોગની પરંપરા—આ યોગ **अव्ययं**-પ્રાચીન છે, એમ કહીને, વિવસ્વાન, મનુ, ઇક્ષ્વાકુ વિગેરે નામને આગળ કર્યાં. આ યોગની પ્રાચીનતા સંબંધી થોડી વાત કરીએ-સાંભળો—

મહાભારતના મોક્ષધર્મ પર્વમાં શાંતિપર્વના અ. ૩૪૬ માં-વૈશમપાયનઋષિએ '**नारदेन तु संप्राप्तः, सरहस्यः ससंग्रहः** ॥૧૦॥ વિગેરે શબ્દોથી જન્મેજય રાજાને કર્મયોગ સંબંધી કહ્યું હતું કે-" છ બ્રહ્મા ઉત્પન્ન થયા; અને નાશ પામ્યા. દરેક જન્મમાં બ્રહ્માએ કર્મયોગને પ્રવર્તાવ્યો.' પછી ૩૪૮ મા અધ્યાયના ૪૮-૪૯ મા શ્લોકોમાં વૈશમપાયને કહ્યું કે-'નારાયણે આ કર્મયોગ બ્રહ્માને કહ્યો; બ્રહ્માએ દક્ષને કહ્યો; અને દક્ષે પોતાના ભાણેજ સૂર્યને કર્મયોગનો ઉપદેશ કર્યો. ૫૦ મા તથા ૫૧ મા શ્લોકમાં કહ્યું કે-'સૂર્ય પાસેથી આ કર્મયોગ વિવસ્વાને ગ્રહણ કર્યો.' વિવસ્વાને વૈવસ્વત મનુને, અને વૈવસ્વત મનુએ પોતાના પુત્ર ઇક્ષ્વાકુને આ કર્મયોગનો ઉપદેશ કર્યો."

કેટલાએક ટિકાકાર, આ શબ્દોનો સ્થૂલ અર્થ સ્વિકારીને, વિવસ્વાનને સૂર્યથી જુદો ગણે છે; અને કેટલાએક સૂક્ષ્મ અર્થ સ્વિકારીને, 'સૂર્ય તેજ વિવસ્વાન્' એમ કહે છે.

મનુસ્મૃતિ—'**सन्यस्य सर्वकर्माणि**', વિગેરે શબ્દોથી, કર્મયોગનો ઉપદેશ, મનુએ, મનુસ્મૃતિના અ. ૬ ના ૯૫-૯૬ મા શ્લોકમાં કર્યો. ૯૫-૯૬ મા શ્લોકોમાં મનુ શું કહે છે? તે સાંભળો-"યજ્ઞયાગાદિ સર્વ કર્મોનાં ફળને બ્રહ્માર્પણ કરીને, પૂર્વ કર્મથી થએલા દોષોનો નાશ કરનાર, જીતેંદ્રિય અથવા અષ્ટાંગયોગી પુરૂષ, વેદનો અભ્યાસ કરીને, એટલે ઉપનિષદાદિ સદ્ગ્રંથોનું પાલન કરીને, પોતાના પુત્રના ઘરમાં સુખ પૂર્વક (એટલે પોતાની તેમ પોતાના પુત્રાદિકની, આજીવિકા સંબંધી કોઇ પણ પ્રકારની ચિંતા રાખ્યા વિના) રહી શકે છે. (૯૫) આ પ્રમાણે કર્મબ્રહ્માર્પણ કરનારો, અને સ્વકાર્યમાં પરાયણ (પ્રમાદ રહિત) છતાં નિસ્પૃહ પુરૂષ, પરમપદને પ્રાપ્ત કરે છે. (૯૬) મનુ આગળ બોલ્યા છે કે—

**तपो विद्या च विप्रस्य, निःश्रेयस्करं परम् ॥**
**तपसा कल्मषं हंति, विद्ययाऽमृतमश्नुते ॥** (અ. ૧૨-૧૦૪)

અર્થ—તપ અને વિદ્યા બ્રાહ્મણને કલ્યાણનાં મૂખ્ય સાધન છે. બ્રાહ્મણ તપથી (કર્મયોગથી) પાપનો નાશ કરે છે; અને જ્ઞાનથી મોક્ષની પ્રાપ્તિ કરે છે.

તાત્પર્ય—જ્ઞાનની યોગ્યતા આપનાર તપ અથવા કર્મયોગ છે. ચરી વિનાની દવા નકામી; ઘોડા વિનાનો રથ નકામો. હારિતસ્મૃતિ ૭-૯-૧૧; નૃસિંહપુરાણ ૬૧-૯-૧૧ તથા યોગવાસિષ્ઠમાં અને ભાગવતમાં અનેક ઠેકાણે, મનુના ઉપલા શ્લોકને સંતોએ ટેકો આપ્યો છે. આઠમાં સ્કંધમાં મત્સ્ય ભગવાને સત્યવ્રત રાજાને જ્ઞાન આપ્યું છે-ત્યાં કહ્યું છે કે-

'**पुराणसंहितां दिव्यां, सांख्ययोगक्रियावतीं ॥** અ. ૨૪-૫૫

આ જ્ઞાન સાંખ્યયોગ અને કર્મયોગ વાળું હતું. શ્રીરામ અને શ્રીકૃષ્ણ જીંદગી પર્યંત કર્મયોગી હતા. મત્સ્યપુરાણનો અ. ૫૫. કર્મયોગને ટેકો આપે છે—

**આજકાલ**—આજકાલ બેચાર પુસ્તક વાંચીને પંડિત થએલા, અગર પાંચ પંદર પદ ગાતાં શીખીને ભક્ત બનેલા, અગર ભગવાં પહેરીને ભગવાન બનેલા, અથવા સુધારાના નામ નીચે નાસ્તીક બનેલા-લેભાગુ સંતો-કર્મમાર્ગનો તદ્દન અનાદર કરે છે; અને કરાવે છે. જ્ઞાનમાર્ગ કે જે કર્મમાર્ગ

વિના નિરાધાર છે તેનો મહિમા બતાવે છે. આવા ઉપદેશકો દયાને પાત્ર છે. **एतद् उत्तमं रहस्यं**–ઉત્તમ રહસ્યની વાત સાંભળવા માટે તેઓ લાયક નથી.

આ પ્રમાણે કર્મયોગની પરંપરા છે; તોપણ અહીં શ્રીકૃષ્ણ કહે છે કે–'મેં (આ દેહે)સૂર્યને ઉપદેશ કર્યો.' તેમ પણ હોય; કારણ કે મોટા પુરૂષનાં ચરિત્રો ઘણાં હોય. વળી તે સંબંધમાં એક શ્રુતિ પણ કહે છે કે–'આદિત્ય મંડળમાં જે સુવર્ણમય પુરૂષ દેખાય છે; તેની દાઢ અને કેશ સુવર્ણનાં છે; તે શિખા પર્યંત તે સુવર્ણના છે'–વિગેરે. તાત્પર્ય–સૂર્યમંડળમાં અંતર્યામીપણે રહેલા પરમાત્માએ, સૂર્યને ઉપદેશ કર્યો હોય.

સૂર્ય—સૂર્ય ક્ષત્રિયવર્ણનો મૂળ પુરૂષ છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, અને વૈશ્ય જે દ્વિજો છે–તેમનો તે ઈષ્ટદેવ છે. સંધ્યાવંદનાદિથી નિર્વિકલ્પ સમાધિ સુધીનાં કર્મોનો તે સાક્ષી છે.

**राजर्षयः**—રાજર્ષિઓ. નિમિ, નાભાગ, જનક, અજાતશત્રુ, યુધિષ્ઠિર વિગેરે તત્ત્વવિદ્ ક્ષત્રિયો રાજર્ષિઓ ગણાય છે; પણ અહીં–'રાજર્ષિઓ' એટલે માત્ર ક્ષત્રિઓજ નહિં; પણ–વસિષ્ઠ, અત્રિ, યાજ્ઞવલ્કય વિગેરે બ્રાહ્મણો પણ ખરા.

**महता कालेने नष्टः योगः**—જમાનો બદલાઇ જતાં લોકોનાં મન પણ બદલાય; અને સુખકર સાધનો દુઃખકર લાગે.

'**हे परंतप!**' કહેવામાં એવો ભાવ છે કે–'ભલે જમાનો બદલાઇ ગયો, પણ તું પામર બન્યો નથી. કારણ કે ઇંદ્રને ત્યાં ઉર્વશી તને જીતી શકી નથી.' વળી '**भक्तोऽसि मे सखा च इति**–તું મારો ભક્ત છો, પરમ મિત્ર, અને શિષ્ય છો. તારો ઉદ્ધાર કરવા હું તૈયાર છઉં ?' વિગેરે. તાત્પર્ય 'આ જ્ઞાન માટે તું અધિકારી છો.' **एतद् उत्तमं रहस्यं** આ ઉત્તમ રહસ્યની વાત તને કહી; કારણ કે તું મારો ભક્ત અને મિત્ર છો. જેને રહસ્યની વાત કરી શકીએ, તે 'રહસ્કર'–'ખાનગી મંત્રી' કહેવાય છે. બાપને પાંચ પુત્રો, પણ ખાનગી વાત કરવા લાયક એકજ હોયઃ ગુરૂને પાંચસો શિષ્યો, પણ રહસ્યની વાત કહેવા લાયક એક બે શિષ્ય હોય. ઘણે ઠેકાણે રજળતા હશો, પણ કોઇ ઠેકાણે રહસ્કર નહીં હો; તો રહસ્યની વાત સાંભળી શકશો નહીં.

'**विद्या ह वै ब्राह्मणमाजगाम गोपाय मा शेवधिष्ठेहमस्मि।**
**असूयकायानृजवेयताय न मां ब्रुया वीर्यवती तथा स्याम्॥**"

શ્રુતિ કહે છે કે–"બ્રાહ્મણો પાસે બ્રહ્મવિદ્યાએ જઇને કહ્યું કે–'તમે મને

અત્યંત ગુપ્ત રાખજો. તેમ કરવાથી હું તમને ભોગ અને મોક્ષ બન્ને આપીશ. વિવેક વૈરાગ્યાદિ સાધનથી સંપન્ન હોય; તેનેજ બ્રહ્મવિદ્યાનો ઉપદેશ કરજો. જે પુરૂષ ઇર્ષ્યાળુ, સરલતાથી રહિત, જેમનાં મન અને ઈંદ્રિયો રજળતાં હોય; એવા બિનઅધિકારી પુરૂષને કદિ મારૂં દાન કરશો નહીં." આત્મપુરાણના બીજા અ.માં આ શ્રુતિનું વિશેષ વિવેચન છે.

સો મણ તેલે અંધારૂં કેમ ?—અત્યારે ગુરૂઓના ટોપલે ટોપલા પાક્યા છે; અને 'સદ્‌ગુરૂ દેવની જે' બોલાવનારા શિષ્યોના ઢગલા થયા છે; છતાં દુનિયા પાછી પડતી જાય છે; તેનું ખાસ કારણ, અધિકાર વિનાની વાતો થાય છે તે. સંસારમાં ન ફાવ્યા તે સાધુ થયા. સાધુ થયા પછી પણ—સ્વચ્છંદી પરમહંસો. યાદ રાખજો કે—અતંત્રીત—સ્વછંદી—રજળતા—પરમહંસોના કરતાં, તંત્રીત—અમુક મર્યાદામાં રહેનારા—સાધુઓ સારા છે.

જે પામરો ઈંદ્રિય નિગ્રહની વાત સમજતા નથી; રાગદ્વેષને જરા પણ હઠાવી શકતા નથી; એક સાધારણ બીડી પણ તજી શકતા નથી; બે ચાર કલાક એક આસને સ્થિર બેસી પણ શકતા નથી; ઘડી વાર મુંગા રહેવાનું કહીએ, તો રહી શકતા નથી; તે પામરો પાસે, ગીતાદિ સદ્‌ગ્રન્થોનાં વ્યાખ્યાન કરવાં, તે બકવાદ કરવા જેવું છે. આપેલું જ્ઞાન ક્યાં સફળ થાય ? તેનો ખુલાસો શ્રીકૃષ્ણે આ અધ્યાયના ૩૯મા શ્લોકમાં કર્યો છે. તે બરાબર વાંચજો.

થોડા વરસ ઉપર દેવકીજીના ઉદરથી જન્મેલા શ્રીકૃષ્ણે, કર્મયોગની કથા સૂર્યને પ્રાચીન કાળમાં કેવી રીતે કહી ? તે શંકા હવે અર્જુન કરે છે; તે ભાવથી સાંભળો—

**अर्जुन उवाच । અર્જુન બોલ્યા—**

**अपरं भवतो जन्म, परं जन्म विवस्वतः ।**
**कथमेतद्विजानीयां, त्वमादौ प्रोक्तवानिति ॥४॥**

પદાનિ—અપરં-ભવતઃ-જન્મ-પરં-જન્મ-વિવસ્વતઃ-
કથં-એતત્-વિજાનીયાં-ત્વં-આદૌ-પ્રોક્તવાન્-ઈતિ-[૪]

---

(૪) પદચ્છેદ—**अर्जुनः उवाच**—અર્જુન બોલ્યો. **भवतः जन्म अपरम्**—આપનો જન્મ પછી અગર હમણાં. **विवस्वतः जन्म परं**—(અને) સૂર્યનો જન્મ પહેલાં અગર ઘણા વખત અગાઉ. **त्वम् आदौ एतत् प्रोक्तवान् इति**—તમે આદિકાળમાં (આ યોગ સૂર્યને) કહ્યો તે વાતને. **कथम् विजानीयाम्**—હું કેવી રીતે જાણી શકું—એટલે માની શકું.

**અર્થ—અર્જુન પ્રશ્ન કરે છે કે-"આપનો જન્મ તો, હમણું જ થયો છે, અને સૂર્યનો જન્મ તો, આપના જન્મ પહેલાં થયો છે. 'આપે અનાદિકાળમાં આ યોગ સૂર્યને કહ્યો હતો,' તે વાત હું કેવી રીતે માની શકું ?"** [ તાત્પર્ય-આપનો જન્મ દ્વાપર યુગમાં થયો; અને આપ સત્ય યુગની વાત કરો છો; તે કેવી રીતે ?] [૪]

૪ વિવેચન—

કહેવાનો ભાવએ છે કે-'શું તમે સૂર્ય કરતાં પણ પ્રાચીન છો ? કદિ આ જ્ઞાન આપે પૂર્વ જન્મમાં આપ્યું હોય; તો આપ કે જે, એક મનુષ્ય છો; તેને તે વાત કેમ યાદ રહી શકે ?' યાદ રાખવું કે-આ પ્રશ્ન આત્માને લઇને નથી. કારણ કે ' **न जायते म्रियते वा कदाचित्** વિગેરે શબ્દોથી, આત્મા કદિ જન્મતો નથી; અને કદિ મરતો પણ નથી; એવો ખુલાસો આગળ થઈ ચૂકયો છે.

શ્રીકૃષ્ણ તેનો જવાબ આપે છે; અને પોતાનું ખરૂં સ્વરૂપ ખુલ્લું કરે છે—
**श्रीभगवान् उवाच । શ્રીભગવાન બોલ્યા:—**

**बहूनि मे व्यतीतानि, जन्मानि तव चार्जुन ।**
**तान्यहं वेद सर्वाणि, न त्वं वेत्थ परंतप ॥५॥**

**પદાનિ**—બહૂનિ-મે-વ્યતિતાનિ-જન્માનિ-તવ-ચ-અર્જુન-
તાનિ-અહં-વેદ-સર્વાણિ-ન-ત્વં-વેત્થ-પરંતપ-

**अजोऽपि सन्नव्ययात्मा, भूतानामीश्वरोऽपि सन ।**
**प्रकृतिं स्वामधिष्ठाय, संभवाम्यात्ममायया ॥६॥**

---

4. Hearing the above, Arjun asks—Later was your birth, and earlier the birth of Vivasvan. When such is the case—how am I to understand; that you spoke it, to Vivasvan, in the ancient time.

(૫) પદચ્છેદ- **अर्जुन ! मे जन्मानि बहूनि व्यतीतानि**-હે અર્જુન! મારા ઘણા જન્મ થઇ ગયા (છે). **तव च**-અને તારા (પણ ઘણા જન્મો થઇ ગયા છે). **परंतप**-હે અર્જુન ! **तानि सर्वाणि अहं वेद**-તે સર્વ જન્મોને હું જાણું છઉં. **त्वं न वेत्थ**-તું જાણતો નથી.

(૬) પદચ્છેદ—**अजः अपि सन्**—હું અજન્મા છઉં તો પણ-

**પદાનિ—અજઃ-અપિ-સન્-અવ્યયાત્મા-ભૂતાનાં-ઈશ્વરઃ-અપિ-સન્-**
**પ્રકૃતિં-સ્વાં-અધિષ્ઠાય-સંભવામિ-આત્મમાયયા —[૬]**

**અર્થ—શ્રીભગવાન્ કહે છે-કે-'હે અર્જુન ! મારા અને તારા** ઘણા જન્મો થઈ ગયા છે. તે તમામ જન્મોને હું જાણું છઉં; પણ હે પરંતપ-હે શત્રુઓને તપાવનારા અર્જુન ! તે તમામ જન્મોને, તું જાણતો નથી. (૫) શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-'હું જન્મ રહિત છઉં, તથા હું મરણ રહિત છઉં; વળી હું પ્રાણીઓ-નો ઇશ્વર-નિયંતા-છઉં; તોપણ મારી પ્રકૃતિનો આશ્રય કરીને, મારી માયાવડે, હું જન્મ લઉં છઉં.' [૬]

૫-૬ વિવેચન—

જન્મ અને મરણ—નવીન દેહને અને નવીન ઈંદ્રિયોને ધારણ કરવી, તે જન્મ; અને ધારણ કરેલાં દેહ અને ઈંદ્રિયોને તજી દેવાં, તે મરણ. જીવ માત્ર અનેક જન્મ લે છે. હું દેહ ધારી દેખાઉં છઉં; પણ હું જીવ નથી. મારામાં અને જીવોમાં એટલો ફેર છે કે-**कर्मणा जायते जंतुः कर्मणैव प्रलीयते** (સ્મૃતિ)-જીવો કર્માધીન થઈને જન્મે છે, અને મરે છે; ત્યારે હું મારી મરજી પ્રમાણે અવતાર લઉં છઉં; હું કર્મોથી અને ધર્માધર્મથી સ્વતંત્ર છઉં. જીવો અલ્પજ્ઞ છે, અને હું સર્વજ્ઞ છઉં. સૂર્ય સદા વિદ્યમાન છે; તોપણ લોક દષ્ટિથી તેનો ઉદય અને અસ્ત મનાય છે. એક પદાર્થ કાચના સંયોગથી, બે ઠેકાણે દેખાય છે; પણ વસ્તુ સ્થીતિનો વિચાર કરતાં-'પદાર્થ એકજ છે-બે નથી;' એમ ખાત્રી થાય છે. તે પ્રમાણેજ **आकाशशरीरं ब्रह्म** -નિર્ગુણ બ્રહ્મ માયાથીજ દેહધારી જણાય છે. **अजः अव्ययात्मा भूतानां**

---

**अव्ययः आत्मा यस्य सः**-અવ્યયાત્મા અથવા **अव्ययश्चासौ आत्मा च अव्ययात्मा**-મરણ રહિત **भूतानाम् ईश्वरः अपि सन्**-પ્રાણીઓનો નિયંતા છઉં છતાં. **स्वाम् प्रकृतिं अधिष्ठाय**-મારી માયાનો આશ્રય કરીને-એટલે મારી માયાનો ઉપયોગ કરીને **आत्ममायया [आत्मनः मायया] संभवामि**-પોતાની માયા વડે જન્મ લઉં છઉં.

**5.** Shrikrishna replies-'Oh Arjun ! I and you-have passed through many births. I know them all, but Oh Parantap ! you can not know.' **6.** Shrikrishna says further-'although I am unborn, imperishable and also the Lord of all beings, yet resting on my nature, I through my own power, take birth.

**ईश्वरः**–એ શ્રીકૃષ્ણનાં વિશેષણ છે. 'શ્રીકૃષ્ણ એજ પરબ્રહ્મ છે,' એમ ભાગવતમાં શ્રીવેદવ્યાસે અનેક ઠેકાણે કહ્યું છે. **अजः न तस्य कश्चित् जनिता**–બ્રહ્મને ઉત્પન્ન કરનારો કોઇ નથી; એમ કહે છે. કર્મના દોષથી કેટલાએક ભાગવતને માનતાજ નથી. પરિણામે ભાગવતથી વિમુખ રહે છે. એટલે તેઓ ભાગવતના રસનું પાન કરી શકતા નથી. કેટલાએક ઉતાવળીઆ એમ પણ કહે છે કે–'ગોકુળના, ગોપીકાઓના અને ગાયોના કૃષ્ણ, તે આ ગીતાના કૃષ્ણથી જુદા.' જે કાંઈ વાંચો અગર સાંભળો; તે સ્થિર બુદ્ધિથી વિચારો; તો શ્રવણનું સાચું સુખ પ્રાપ્ત થાય.

સર્વજ્ઞપણું—યોગીઓ અને દેવો, અમુક હદમાં સર્વજ્ઞ હોય છે; સંપૂર્ણ રીતે સર્વજ્ઞ હોતા નથી. સંપૂર્ણ રીતે સર્વજ્ઞ તો એક ઈશ્વરજ હોય છે. 'જાતિસ્મરયોગી'ની એક જાત છે. તેઓ સર્વાત્મ અભિમાન વડે, બીજા જન્મોનું જ્ઞાન આપી શકે છે. દૃષ્ટાંતમાં વામદેવ. વામદેવને અનેક જન્મનું જ્ઞાન થયું હતું. તે કહેતા હતા કે–'હું પૂર્વે મનુ હતો; સૂર્ય હતો; કક્ષીવાન્ ઋષિ હતો–વિગેરે વિગેરે.' આ સર્વજ્ઞપણું પણ સંપૂર્ણ સર્વજ્ઞપણું નહીં. સમષ્ટિ સ્થૂલભૂત ઉપાધિવાળા વિરાટ, અને સમષ્ટિ સૂક્ષ્મભૂત ઉપાધિવાળા હિરણ્યગર્ભ પણ સંપૂર્ણ સર્વજ્ઞપણાથી રહિત છે. સમષ્ટિ સ્થૂલભૂતરૂપ ઉપાધિવાળા વિરાટને, સ્થૂલભૂતોનું કાર્યવિષયક જ્ઞાન હોય છે; પણ સૂક્ષ્મ ભૂતોનું પરિણામ વિષયક જ્ઞાન, તથા માયાનું પરિણામ વિષયક જ્ઞાન હોતું નથી. તે પ્રમાણેજ હિરણ્યગર્ભ કે જે, સમષ્ટિ સૂક્ષ્મભૂતરૂપ ઉપાધીવાળો છે; તેને સ્થૂલ ભૂતોનું પરિણામ વિષયક જ્ઞાન, તથા સૂક્ષ્મ ભૂતોનું પરિણામ વિષયક જ્ઞાન હોઈ શકે છે; પણ સૂક્ષ્મ ભૂતોના કારણ રૂપ માયાના પરિણામ રૂપ આકાશવિષયક જ્ઞાન (સૃષ્ટિ ઉત્પન્ન કરવાનું જ્ઞાન) હોતું નથી. તાત્પર્ય–પરમાત્મા સંપૂર્ણ સર્વજ્ઞ છે.

સાંખ્ય વેદાંતનો મતભેદ–કપિલ સાંખ્યવાદીઓ માને છે કે–'પ્રકૃતિ પોતાની મેળે સૃષ્ટિને સૃજે છે.' વેદાંતીઓનો મત એવો છે કે–'પ્રકૃતિ પરમેશ્વરનું એક સ્વરૂપ છે; અને પ્રકૃતિમાં પરમેશ્વર અધિષ્ઠિત થયા પછી, પ્રકૃતિમાંથી સૃષ્ટિ ઉત્પન્ન થાય છે.

માયા—શ્વેતાશ્વતર ઉપનિ. ૪–૧૦ કહે છે કે—

**मायां तु प्रकृतिं विद्यान्-मायिनं तु महेश्वरम् ।**

'પ્રકૃતિ એજ માયા, અને પરમેશ્વર માયાનો માલીક છે.' તેજ ઉપનિષદ્ના ૪–૯ માં કહે છે કે—

**अस्मान् मायी सृजते विश्वमेतत् ।**

'આ માયામાંથી માયાનો માલીક વિશ્વને સૃજે છે.' '**अघटित-घटना चीयसी**–જે અસંભવીતને સંભવીત બનાવે તે માયા'. કહેવાનો ભાવ એવોછે કે–જે આ મારો દેહ પ્રતીત થાય છે; તે માયાથીજ થાય છે; બાકી મારે જન્મ મરણ–એવું–કાંઇ–નથી.

હું માયાથી મને સજુ છઉં–મોક્ષધર્મમાં વિષ્ણુએ નારદને કહ્યું છે કે—

**'माया ह्येषा मया सृष्टा, यन्मां पश्यसि नारद ।**
**सर्वभूतगुणैर्मुक्तं, न तु मां दृष्टुमर्हसि ॥'**

'હે નારદ! તું મને શરીરધારી દેખે છે; તે મારી માયા છે. સર્વ-ભૂતોના ગુણોથી મૂક્ત એવા મારા કારણોપાધિ શરીરને જોવાને તું શક્તિમાન્ નથી.'

માયાના બે પ્રકાર–વિદ્યા અને અવિદ્યા. માયા દ્વારા બ્રહ્મ વિસ્તરે–નિર્વિકાર બ્રહ્મ વિદ્યાદ્વારા ઈશ્વર બને; અને તેજ બ્રહ્મ અવિદ્યાદ્વારા જીવ બને.

**कार्योपाधिरयं जीवः, कारणोपाधिरीश्वरः ॥**

કારણ ઉપાધિવાળા કૃષ્ણ, અને કાર્ય ઉપાધિવાળો અર્જુન.

**हे परंतप!**—આ શબ્દનો અર્થ 'ભેદબુદ્ધિવાળો' ન કરતાં, 'હે સમર્થ!' એવો અર્થ કરવો. કહેવાનો ભાવ એ છે કે–'તું જીતેંદ્રિય તથા પ્રયત્નશીલ–જીજ્ઞાસુ–છો; એટલે તું સમર્થ છો–તારો વિજય થશે.

**हे अर्जुन!**—કોઈ કોઇ ટિકાકાર 'અર્જુન' નો અર્થ 'અર્જુનવૃક્ષ' –એટલે અજ્ઞાન અગર જડ કરે છે. આ શૃંગારી ભાષા છે.

ઇશ્વર ક્યારે અવતાર લેછે? અને ઇશ્વર અવતાર લઇને શું કરે છે?–તે હવે પ્રભુ કહે છે—

**यदा यदा हि धर्मस्य, ग्लानिर्भवति भारत ।**
**अभ्युत्थानमधर्मस्य, तदाऽऽत्मानं सृजाम्यहम ॥७॥**

પદાનિ—યદા–યદા–હિ–ધર્મસ્ય–ગ્લાનિઃ–ભવતિ–ભારત–
અભ્યુત્થાનં–અધર્મસ્ય–તદા–આત્માનં–સૃજામિ–અહમ્– ૭

---

૭ પદચ્છેદઃ—**यदा यदा**–જ્યારે જ્યારે. **भारत**–હે અર્જુન! **धर्मस्य ग्लानिः भवति**–ધર્મની ગ્લાની થાય છે. **अधर्मस्य अभ्युथानम्**–અધર્મની વૃદ્ધિ થાય છે. **तदा**–ત્યારે. **हि**–ચોક્કસ રીતે. **अहं आत्मानं सृजामि**–હું શરીરને પેદા કરૂં છઉં.

**परित्राणाय साधूनां, विनाशाय च दुष्कृताम् ।**
**धर्मसंस्थापनार्थाय, संभवामि युगे युगे ॥८॥**

પદાનિ—પરિત્રાણાય-સાધૂનાં-વિનાશાય-ચ-દુષ્કૃતામ્-
ધર્મસંસ્થાપનાર્થાય-સંભવામિ-યુગે-યુગે- ૮

અર્થ—હે ભારત! જ્યારે જ્યારે ધર્મનો લોપ થાય છે, અને અધર્મની વૃદ્ધિ થાય છે, ત્યારે ત્યારે-હું ચોક્કસ રીતે અવતાર લઉં છઉં (૭) (અવતાર લેવાનું હવે પ્રયોજન કહે છે)-'સત્પુરૂષોનું સારી રીતે રક્ષણ કરવા માટે, અનેપાપી પુરૂષોનો નાશ કરવા માટે, તથા ધર્મનું સારી રીતે સ્થાપન કરવા માટે, દરેક યુગમાં હું અવતાર ધારણ કરૂં છઉં. (૮)

૭-૮ વિવેચન—

ધર્મ—આ શ્લોકમાં 'ધર્મ' શબ્દ છે, તેનો અર્થ-માત્ર 'વૈદિક કર્મ-કાંડ' અગર માત્ર 'મોક્ષધર્મ' એટલોજ નથી; પણ ચાર વર્ણ અને ચાર આશ્રમનાં ધર્મ, ન્યાય અને નીતિ વિગેરેનો ધર્મમાં સમાવેશ થાય છે. એટલે વર્ણાશ્રમ વ્યવસ્થામાં અવ્યવસ્થા થાય; અન્યાય, અનીતિ, દુષ્ટપણું, છળ કપટ વિગેરે વધી પડે; સજ્જન પુરૂષો પીડાય, અને દુષ્ટો ફાવી જાય; ત્યારે સમાજની ઉખડી ગએલી ઘડીને, સરખી કરીને, પાછી હતી એમ ગોઠવી દેવા માટે, તેજસ્વી અગર પરાક્રમી પુરૂષના રૂપમાં અવતાર લઇને, ભગવાન જગત્માં પધારે છે. આવી રીતે અવતાર લઈ ને પ્રભુ જે જે કામ કરે છે; તે લોક સંગ્રહ માટે કરે છે, એમ ગણાય છે. આ પ્રમાણેજ આત્મજ્ઞાનીઓએ પણ, યથાશક્તિ અને યથાધિકાર, લોકસંગ્રહ માટે કાંઈક કરવુંજ જોઇએ; એમ પાછળ ત્રીજા અ. ૨૦ માં કહેલું છે.

---

(૮) પદચ્છેદઃ—**परित्राणाय साधूनां**-સત્પુરૂષોનું સારી રીતે રક્ષણ કરવા માટે. **च**-અને **दुष्कृताम् विनाशाय**-પાપીઓના નાશને માટે. **धर्मसंस्थापनार्थाय**-ધર્મનું સ્થાપન કરવા માટે **संभवामि युगे युगे**-દરેક યુગમાં હું અવતાર ધારણ કરૂં છઉં.

7. O Bharat! whenever there is decay of righteousness, and further spread of unrighteousness, then I myself certainly come forth. 8. I take birth form age to age, for the protection of the good, & for the destruction of evil doers, and also for the sake of firmly establisting righteousness.

ઈશ્વરાવતારના ત્રણ કારણ-સંતોની રક્ષા, પાપીઓનો નાશ અને ધર્મની ફરીથી સ્થાપના. [ 'ઇશ્વરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ'-ઇશ્વર શામાટે અવતાર લેતા હશે ? અને શ્રીકૃષ્ણ તત્ત્વ શું છે, તે સંબંધી અહીંથી એક પુસ્તક બહાર પાડયું છે. તેની કીંમત માત્ર છપાઇ છે-એક આનો મોકલવાથી, તે અહીંથી મોકલવામાં આવે છે. અવતાર સંબંધી વિશેષ જાણુવાની ઇચ્છા હોય તો તુરત મંગાવો.] ઉપર જણાવેલાં ત્રણ કારણોમાં પહેલાં બે કારણ, ત્રીજા કારણના હેતુભૂત છે.

ઈશ્વરને સૌ સમાન હોય; છતાં,-તે એકની રક્ષા કરે; અને બીજાનો નાશ કરે; તે તેમને કેમ ઘટે ?-યુધિષ્ઠિરના આ પ્રશ્ન ઉપર નારદજીએ યુધિષ્ઠિરને શ્રીમદ્ ભાગવતનો સપ્તમ સ્કંધ સંભળાવ્યો. સપ્તમસ્કંધ એટલે ભક્ત પ્રલ્હાદનું ચરિત્ર. પ્રલ્હાદનું ચરિત્ર એટલે ભક્ત પ્રલ્હાદની રક્ષા, અને પાપી હિરણ્યકશીપુનો નાશ, અને ધર્મની ફરી સ્થાપના. તે સંબંધમાં યાદ રાખવું કે--

लालने ताडने मातुर्-नाकारुण्यं यथाऽर्भके ।
तद्वदेव महेशस्य, नियंतुर्गुणदोषयोः ॥

'જેમ બાળકને રમાડવામાં અને મારવામાં માતાની દયા અગર નિર્દયતા ગણાતી નથી; તેમ સર્વ જગતના નિયંતા ઇશ્વરને, ગુણમાં દયા અને દોષમાં નિર્દયતા, સંભવતી નથી.'

ચપ્પુ મારીને લોહી કાઢનારના ઉપર કામ ચાલે છે; અને ચપ્પુ મારીને નસ્તર મૂકનાર ડૅાકટરને, ચપ્પુ મારવાની ફી આપવી પડે છે. શ્રી હરિ અસુરોને મારીને, તેને મળેલા શાપમાંથી તેને મુક્ત કરે છે. આટલા માટે જ આગળ નવમા શ્લોકમાં કહે છે કે-'મારૂં કર્મ દિવ્ય છે, એમ જે પુરૂષ તત્ત્વથી જાણે છે; તેને પુનર્જન્મ હોતો નથી-તે મનેજ પામે છે.'

ભારત—મધુસૂદન સરસ્વતી કહે છે કે-'ભા' એટલે 'જ્ઞાન' અને 'રત' એટલે 'પ્રીતિ.' 'તું' કે જે જ્ઞાનમાં પ્રીતિવાળો છો-તે આ વાત સાંભળ.'

જેમ વેદાંતીઓ અવતારોને આવિર્ભાવ તિરોભાવ ગણે છે; બીજા કેટલાએક અવતારને લીલાઓ ગણે છે; નરસિંહ મહેતો અવતારોને લટકાં ગણે છે—

પદ.

વારી વારીરે સુંદરશ્યામ !-તારા લટકાને;
બલિહારીરે, માખણ ચોર !-તારા લટકાને—ટેક॰

લટકે વામન રૂપ ધરીને, ઉભા બળીને દ્વારરે;
લટકે-ત્રણ ચરણ અવની જઈ યાચ્યા, બળી ચાંપ્યો પાતાળ
તારા લટકાને-વારિ૦
લટકે સ્થંભમાં વાસ પૂર્યો-ને પ્રહ્લાદની પત પાળીરે;
લટકે અસુરને પકડી લીધો, ને ઘડીમાં નાંખ્યો મારીરે-તારા૦ વારી૦
લટકે રામનું રૂપ ધરીને, તાતની આજ્ઞા પાળીરે;
લટકે રાવણ રણમાં રોળ્યો, લટકે સીતા વાળીરે-તારા૦ વારી૦
લટકે ગિરિગોવર્ધન તોળ્યો, ને ઈંદ્રનો ગર્વ ઉતાર્યોરે;
લટકે જળ જમુનામાં પેઠા, લટકે નાથ્યો કાળીરે-તારા૦ વારી૦
[થવાદ્યો-હાં-થવાદ્યો-]
લટકે નંદ યશોદા રીઝ્યાં, અને લટકે રીઝી રાધારે;
લટકે ગોપિઓ ઘેલી કીધી, લટકે રાસ રચાવ્યોરે-તારા૦ વારી૦
એ લટકાંનો પાર ન આવે, લટકાં લાખ કરોડ જો;
લટકાળો મહેતા નરસીંહનો સ્વામી, હીંડે જોડા જોડ-તારા૦ વારી૦

પ્રભુ કહે છે કે—'સંતોની રક્ષા કરવા, દુષ્ટોને દંડ દેવા, અને ધર્મની તુટી ગએલી પાજોને પાછી બાંધવા, હું અવતાર લઉં છઉં.' ત્યારે અત્યારે ધર્મની ભયંકર ગ્લાની છે. સૌ એક સાથે ઉપાડો, તો આપણે પ્રભુને શરણ રહીને, પૂછીએ-કે-'આપ કયારે પધારશો ?—

**પદ-ગજલ.**

શરણ આવી પડેલાને, પ્રભો ! સંભાળશો કયારે ?
અમીની આંખડી વ્હાલા ! અમો પર ઢાળશો કયારે ?—ટેક૦
તમારા ભક્ત અર્જુનને, કુરૂક્ષેત્રે દીધેલાં જે;
પ્રભો ! તે આપનાં વચનાં, હવે તો પાળશો કયારે ?-શરણ૦
થતી સદ્ધર્મની ગ્લાની, છવાતું પાપથી ભારત;
સનાતન ધર્મનું ડિંડિમ, ફરી વગડાવશો કયારે ?-શરણ૦
'परित्राणाय साधूनां,' કહેલું સ્વમુખે સ્વામિન્!
ધરી અવતાર કલિયુગમાં, પ્રગટ દર્શાવશો કયારે ?-શરણ૦
[બરાબર દીનતાથી બોલો—]
'अनन्याश्चितयंतो माम,' વિગેરે ભાવનાં વચનો;
પુનઃ તે યાદ લાવીને, બિરદ બતલાવસો કયારે-શરણ૦
કહ્યું તું-'સર્વ ધર્મોને, ત્યજી લે શરણ તું મારૂં;
બચાવીશ સર્વ પાપોથી,' કહો છોડાવશો કયારે ?-શરણ૦

સુરક્ષા ગાયની કરવા, સ્વયં ગોપાલ કહેવાયા;
હવે એ ગાયને માટે, સુદર્શન ધારશો ક્યારે?–શરણ૦
ગયા પાતાળમાં વેદો, ગયા યાજક અને યજ્ઞો;
ગયા પર્જન્ય.ભૂતલથી, કૃપાળો! લાવશો ક્યારે?–શરણ૦
ગયું તે યોગબળ સાચું, અને અધ્યાત્મ વિદ્યા ક્યાં?
ગયું છે ક્ષાત્રબલ નાશી, પુનઃ પ્રગટાવશો ક્યારે?–શરણ૦
હતી આ સ્વર્ગ સમ ભૂમિ, તમે અવતાર લેતા જ્યાં;
અરેરે–આ બિચારીને, પ્રભો! ઉદ્ધારશો ક્યારે?–શરણ૦
લુંટાતી લાજને લક્ષ્મી, સહસ્રાક્ષે નિહાળો છો;
દયા સિંધો! દયા દિલની, પુનઃ રેલાવશો ક્યારે?–શરણ૦ (દિલ)

સો મણ તેલે અંધારૂં—અહીં ગીતામાં ઇશ્વર પોતે કહે છે કે–'હું યુગે યુગમાં અવતાર લઉં છઉં.' તુલસીકૃતમાં–(મોક્ષવાણી પાનુ ૧૪)

**દોહરો**—વિપ્ર ધેનુ સુર સંત હિત, લીન્હ મનુજ અવતાર;
નિજ ઇચ્છા નિર્મિત તનુ, માયા ગુણ ગોપાર–સિયાવર૦

શ્રીમદ્ ભાગવત પણ અનેક ઠેકાણે કહે છે કે—'ઇશ્વર અવતાર લેછે.' તો પણ હજી કેટલાએક ડાહ્યાં ડાહ્યાં સ્ત્રી પુરૂષો, આ વાતનો હૃદયથી સ્વિકારતાં નથી. તેમનાં હૃદયમાં સોમણ તેલે અંધારૂં છે. તેઓ પોતાના ઘરના અંધારાનો નાશ હમેશાં રાત્રે કરે છે. ત્યારે આ અંધારામાં પડયા રહેવું, તેમને કેમ ગમતું હશે! આ અંધારામાં અજવાળું કરવાની ચકમક–વીજળી, સંતોના ચરણમાં (સેવામાં) પડી રહે છે. સંતોના ચરણ સેવે, તેમને આ પ્રકાશ–આ જ્ઞાન–જરૂર મળે છે.

મારા જન્મને અને કર્મને યથાર્થ જાણનારને પુર્નજન્મ હોતો નથી; એમ કહીને, તે જાણનારા કેવા હશે? તેનો પણ ખુલાસો કરે છે—

**जन्म कर्म च मे दिव्य–मेवं यो वेत्ति तत्त्वतः ।**
**त्यक्त्वा देहं पुनर्जन्म, नैति मामेति सोऽर्जुन ॥९॥**

પદાનિ—જન્મ–કર્મ–ચ–મે–દિવ્યં–એવં–યઃ–વેત્તિ–તત્ત્વતઃ–ત્યકત્વા–દેહં–પુનઃ–જન્મ–ન–એતિ–મામ્–એતિ–સઃ–અર્જુન–૯

(૯) પદચ્છેદઃ—**मे जन्म कर्म च दिव्यं**–મારો જન્મ તથા મારૂં કર્મ દિવ્ય (છે). **एवं यः तत्त्वतः वेत्ति**–એ પ્રમાણે જે પુરૂષ યથાર્થ રીતે જાણે છે. **देहं त्यक्त्वा**–(તે પુરૂષ) દેહને છોડીને. **पुनर्जन्म न एति**–ફરીથી જન્મ પામતો નથી. **अर्जुन! सः माम् एति**–હે અર્જુન! તે મને પામે છે.

**वीतरागभयक्रोधा, मन्मया मामुपाश्रिताः ।**
**बहवो ज्ञानतपसा, पूता मद्भावमागताः ॥१०॥**

પદાનિ—વીતરાગભયક્રોધાઃ-મન્મયાઃ-મામ્-ઉપાશ્રિતાઃ-
બહવઃ-જ્ઞાનતપસા-પૂતાઃ-મદ્ભાવં-આગતાઃ-૧૦

અર્થ—'હે અર્જુન ! જે મનુષ્ય મારા દિવ્ય જન્મને તથા દિવ્ય કર્મને, ઉપર પ્રમાણે યથાર્થ રીતે જાણે છે; તે મનુષ્ય આ દેહનો ત્યાગ કર્યા પછી, પુનર્જન્મ પામતો નથી; પણ તે મને પામે છે.' (૯) શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-'જેઓએ (પોતાના) રાગ, ભય અને ક્રોધનો નાશ કર્યો હતો; જેઓએ મારામાંજ મન જોડી રાખ્યું હતું, વળી જેઓએ મારોજ આશ્રય કર્યો હતો; તથા જેઓ જ્ઞાન રૂપી તપથી પવિત્ર થયા હતા, એવા ઘણા પુરૂષો, મારા સ્વરૂપને પામ્યા છે. (૧૦)

૯-૧૦ વિવેચન—

दिव्यं-લૌકિક નહીં. લૌકિકથી આગળ. લૌકિક દૃષ્ટિથી ન દેખાય એવું. લૌકિક મનથી અગર લૌકિક બુદ્ધિથી ન નિર્ણય કરી શકાય એવું-જે-તે દિવ્ય-આત્મિક. સૂક્ષ્મ વસ્તુ જોવા માટે, સૂક્ષ્મદર્શક યંત્ર આંખ આગળ

---

(૧૦) પદચ્છેદઃ—**वीताः रागभयक्रोधाः येषाम् ते वीतरागभयक्रोधाः**-જે પુરૂષોના રાગ, ભય તથા ક્રોધ ગયા છે તે પુરૂષો. **अहं प्रधानः येषाम् इति मन्मयाः**-મારામાંજ જેઓનું મન લાગી રહ્યું છે એવા પુરૂષો. **माम् उपाश्रिताः**-મારોજ આશ્રય કરીને રહેલા. **बहवः**-ઘણા. **ज्ञानम् एव तपः, तेन ज्ञानतपसा**-જ્ઞાન રૂપી તપથી. **पूताः**-પવિત્ર થએલા. **मम भावम् इति मद्भावम्**-મારા ભાવને-મારા સ્વરૂપને. **आगताः** પામ્યા છે.

**9.** 'One who knows, as mentioned above, my divine birth and my action, in its essence, does not, after his death, regenerate, but comes to me.' **10.** Shri Krishna says further—Those-who have been free from passion, fear, and anger; who have fixed their minds in me, who have rested on me; and those many who have been purified by the austerity of knowledge, have entered into my being.

રાખવું પડે; દૂરની વસ્તુ જોવા માટે, દુર્બીન આંખ પાસે રાખવુંજ પડે; તેમ દિવ્ય વસ્તુ જોવા માટે દિવ્યદષ્ટિ રાખવીજ પડે. શ્રીકૃષ્ણના જન્મ અને કર્મ આપણે લૌકિક દષ્ટિથી જોઇએ; તો જરૂર ભૂલાં પડીએ. બે વિદ્યાર્થીઓ એક સાથે મેટ્રીકમાં પાસ થયા. એકે અભ્યાસ બંધ કરીને ન્યાય ખાતામાં કલાર્કની જગ્યા લીધી; બીજો પાંચ છ વરસે બેરીસ્ટર થઇને તેજ કોર્ટમાં સબજજ નીમાયો. જે.કલાર્ક હતો; તે ૨૫ થી ૪૦ સુધી વધ્યો હતો; અને જે સબજજ થયો; તે ૪૦૦માં નિમાયો. ભરવાડ હિરાની પરીક્ષા કરે, તો લાખના હીરાની કીંમત, બહુ તો સો બસો રૂપિયા ઠરાવે. કહેવાનો ભાવ એ છે કે-તત્ત્વથી-યથાર્થ-જાણવું હોય, તો તત્ત્વનો વિચાર કરતાં શીખો. તત્ત્વાનુંસંધાન રાખો. તત્ત્વનો અભ્યાસ કરતાં અનાયાસે દિવ્યદષ્ટિ પ્રાપ્ત થશે. દિવ્યદષ્ટિથી દિવ્ય વસ્તુનાં દરસન થશે. છઠ્ઠા શ્લોકમાં કહ્યું છે કે **'अजः अपि'**, **'अव्ययात्मा'** એવા શ્રીકૃષ્ણ. અજને જન્મ ન હોય; અવ્યયાત્માને મરણ ન હોય. દિવ્યદષ્ટિના જીજ્ઞાસુ કેવા હશે? તે ખુલાસો દસમા શ્લોકમાં શ્રીકૃષ્ણે કર્યો છે. સાંભળો—

**वीतरागभयक्रोधाः**-જેમના રાગ, ભય અને ક્રોધ શમી ગયાં છે તે; પુરૂષો. 'રાગ' એટલે-આ લોકનાં અને પરલોકનાં સુખોમાં પ્રીતિ. 'ભય' એટલે-રખે મારાં સુખોનો નાશ થઇ જશે; તે ભય. અથવા-સુખોનો ત્યાગ કર્યા પછી, કેવી રીતે જીવી શકાય? તે ભય. 'ક્રોધ' એટલે આ સુખમાં વિઘ્ન કરનાર પ્રત્યે, સમતોલપણાનો ત્યાગ કરવો તે. આ ત્રણ દોષોને જેમણે, તીવ્ર મુમુક્ષતા, વિવેક અને વૈરાગ્ય વડે, તોડી ફોડી નાંખ્યા હોય છે, તે શુકાદિ અનેક પુરૂષો. યાદ રાખવું કે-આ ત્રણ-રાગ, ભય અને ક્રોધ માત્ર વાતો કરવાથી શમે એવા નથી. આ ત્રણને શમાવવાં યમ નિયમનું પાલન કરવું જોઇએ. યમ કયા કયા?

**सूत्रं—अहिंसासत्याऽस्तेयब्रह्मचर्याऽपरिग्रहा यमाः ॥ ३० ॥**
અહિંસા, સત્ય, અસ્તેય (ચોરી ન કરવી તે), બ્રહ્મચર્ય, અને અપરિગ્રહ (અનાયાસે પ્રાપ્ત થએલા ભોગોનો ત્યાગ) આ પાંચ યમો છે. (પાતંજલયોગ દર્શન સાધનપાદ). આ પાંચ યમો તેજ 'પંચમહાવ્રત'. સન્યાસીઓ, જૈન-સાધુઓ, અને ઉત્તમ કોટીના મુક્ષુક્ષુઓ, આ પંચમહાવ્રતને ધારણ કરે છે. શ્રીસ્વામીનારાયણ આ પંચમહાવ્રતને 'પંચ વર્તમાન' કહે છે.

નિયમો કયા કયા?—

**सूत्रं-शौचसंतोषतपःस्वाध्यायेश्वरप्रणिधानानि नियमाः ॥३२॥**

**(સાધનપાદ) પવિત્રતા, સંતોષ, તપ, સ્વાધ્યાય, અને ઈશ્વરપ્રણિધાન (કરેલાં કર્મોનાં ફળ ઈશ્વરને અર્પણ કરવાં તે.)–આ પાંચ નિયમો છે.**

ગીતા કહેનારા ઘણા મળ્યા; અને સાંભળનારના ઢગલા થયા; પણ યમનિયમોનું પાલન કરનાર કોઈકજ મળ્યા. દવાની માત્ર વાતો કરવાથી રોગ જાય નહીં; લાડુની માત્ર વાતો કરવાથી ક્ષુધા શાંતિ થાય નહીં. વિચાર કરી જોજો; પછી ઠીક જણાય; તો આવું કાંઈક કરજો. અગર આવું કાંઈક કરનારાને સંગે રહેજો. જંગલી હાથી પાળેલા હાથી સાથે રહેવાથી સુધરે છે.

**वेत्ति**—જે મને યથાર્થ જાણે છે, તે મને પામે છે. **'ब्रह्मविद्‌ब्रह्मैव भवति'** ॥ **"नान्यः पंथा अयनाय विद्यते** ॥" શ્રુતિઓ આ વાતને ટેકો આપે છે.

**मन्मया**—બ્રહ્માકારવૃત્તિવાળા; એકરસ–અદ્વૈત–અદ્વૈત છતાં–**माम् उपाश्रिताः**–મારો આશ્રય કરીને રહેલા એટલે મારામાં અનન્ય ભાવ રાખનારા–દીનભાવવાળા. મારો આશ્રય રાખનારા–પણ કેવળ જડ–અજ્ઞાન–નહીં. ત્યારે ?

**ज्ञानतपसा पूताः—पूताः क्षीणसर्वपापाः**–જ્ઞાનરૂપી તપથી પવિત્ર થએલા 'જ્ઞાનરૂપી તપ' એટલે જેવું તેવું જ્ઞાન નહીં–પણ તીવ્ર તપથી સિદ્ધ કરેલું જ્ઞાન. આવા એક બે પુરૂષો મને પામ્યા છે; એમ નહીં; પણ–

**बहवः मद्‌भावं आगताः**—ઘણા લોકો મારા પદને પામ્યા છે. તાત્પર્ય–આ પ્રાચીન પદ્ધતિ છે; અને આ રસ્તે અનેક જીવોએ કાર્ય સિદ્ધ કર્યું છે. એટલે આ રાજ રસ્તો છે. કોઈપણ પ્રકારનો સંશય કર્યા વિના, આ રસ્તે સુખ પૂર્વક, જીવોએ ચાલ્યા આવવું.'

ભગવાનની ખરી ઉપાસના આજ છે; તોપણ જેઓ ભગવાનની ખાતર–ધર્મની ખાતર, કાંઈ ભિન્ન ભિન્ન કરી રહ્યા છે; તે સંબંધી હવે શ્રીકૃષ્ણ કહે છે—

**ये यथा मां प्रपद्यंते, तांस्तथैव भजाम्यहम् ।**
**मम वर्त्मानुवर्तन्ते, मनुष्याः पार्थ सर्वशः ॥११॥**

**પદાનિ**—યે–યથા–માં–પ્રપદ્યન્તે–તાન્–તથા–એવ–ભજામિ–અહમ્
મમ–વર્ત્મ–અનુવર્તતે–મનુષ્યાઃ–પાર્થ–સર્વશઃ–૧૧

---

(૧૧) પદચ્છેદઃ—**ये**–જે પુરૂષો. **यथा**–જે પ્રમાણે. **मां प्रपद्यंते**–મારે શરણે આવે છે અગર મને ભજે છે. **तान् तथा एव अहम् भजामि**–તેઓને હું તે પ્રમાણેજ ભજું છઉં–એટલે તેઓની કામના તે પ્રમાણેજ

**कांक्षंतः कर्मणां सिद्धिं, यजंत इह देवताः ।**
**क्षिप्रं हि मानुषे लोके, सिद्धिर्भवति कर्मजा ॥१२॥**

**પદાનિ**—કાંક્ષન્તઃ-કર્મણાં-સિદ્ધિં-યજંતઃ-ઇહિ-દેવતાઃ-
ક્ષિપ્રં-હિ-માનુષે-લોકે-સિદ્ધિઃ-ભવતિ-કર્મજા-૧૨

અર્થ—'જેઓ જે પ્રમાણે મને ભજે છે; તેઓને હું તે પ્રમાણેજ ભજું છઉં. એટલે-તેઓ જે જે નામરૂપથી મને ભજે છે, તે તે રૂપથી હું તેમના ઉપર પ્રસન્ન થાઉં છઉં. અગર-જે જે કામનાથી તેઓ મને ભજે છે, તેમની તે તે કામનાઓ હું પૂર્ણ કરૂં છઉં. હે પાર્થ! મનુષ્યો-બધી રીતે-સર્વ પ્રકારે-મારા માર્ગનેજ અનુસરે છે.' [૧૧] શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-'આ સંસારમાં કર્મોનાં ફળને ઈચ્છનારા લોકો, દેવતાઓને પૂજે છે-ભજે છે. કારણ કે આ મનુષ્ય લોકમાં, કર્મનું ફળ તુરત પ્રાપ્ત થાય છે. [૧૨]

૧૧-૧૨ વિવેચન—

**ये यथा मां** વિગેરે શબ્દોથી કહે છે કે-'જે ભાવેથી મને ભજે છે, તે ભાવેથી હું તેને ભજું છઉં.'

---

હું પુરી પાડું છઉં. **पार्थ**-હે અર્જુન! **मनुष्याः सर्वशः**-માણસો સર્વ પ્રકારે. **मम वर्त्म अनुवर्तंते**-મારા માર્ગને અનુસરે છે-એટલે મારે માર્ગેજ ચાલ્યા આવે છે. (૧૨) પદચ્છેદઃ—**इह**-આ સંસારમાં. **कर्मणां सिद्धिं कांक्षंतः**-કર્મોની સિદ્ધિને ઇચ્છતા પુરૂષો. **देवताः यजंते**-દેવતાઓને પૂજે છે. **हि**-કારણે. **मानुषे लोके**-મનુષ્ય લોકમાં. **कर्मजा सिद्धिः**-કર્મની સિદ્ધિ અગર કર્મનું ફળ. **क्षिप्रं भवति**-તુરત થાય છે.

**11.** O Arjun! the path by which men approach me, is also adoped by me, for quenching their desire; because the path taken by men, from every side, is mine. **12.** Those who long for success in actions, in this world, sacrifice to gods; because, in this human world, success in acctions, is obtained quickly.

એક પત્થરને એક પુરૂષ હનુમાન રૂપે ભજે છે; તો તેને હું હનુમાન રૂપે ફળ આપું છઉં; તેજ પત્થરને બીજો કોઇ ભૈરવ રૂપે ભજે છે; તો તેને હું ભૈરવ રૂપે ફળ આપું છઉં. તાત્પર્ય—

**श्रद्धामयोऽयं पुरुषः, यो यच्छ्रद्धः स एव सः ।**

ગીતા. અ. ૧૭–૩.

જે કાંઇ ચમત્કાર જેવું જણાય છે; તે પુરૂષની પોતાની શ્રદ્ધામાં છે–મૂર્તિમાં નથી. મૂર્તિ એની એ, પણ બોડાણાને ફળી; અને ગુગળી હારી ગયા. શાળીગ્રામને શિવરૂપે ભજનારા શિવલોકમાં જાય; અને તેજ શાલિગ્રામને વિષ્ણુરૂપે ભજનારા વિષ્ણુલોકમાં જાય. આટલાજ માટે મૂર્તિનું પૂજન કરવા પહેલાં, મૂર્તિમાં પ્રાણ પ્રતિષ્ઠા કરવી પડે છે. પ્રાણ પ્રતિષ્ઠા એટલે, મૂર્તિમાં અમુક પ્રકારના દેવની ભાવના. શાસ્ત્રો અને સંતો કહે છે કે–'દેવ ભાવના ભૂખ્યા છે.' ગીતા અ. ૭–૧૬ કહે છે કે આર્ત–(દુઃખી), અર્થાર્થી (ધનનો લાલચુ), જિજ્ઞાસુ (આત્મતત્ત્વને જાણવા ઇચ્છનાર), જ્ઞાની (જે આત્મતત્ત્વને જાણી ચુકયો છે તે) એમ ચાર પ્રકાર ભજનારાના છે. મને જેઓ સકામતાથી ભજે છે; તેમની કામના હું પૂર્ણ કરૂં છઉં; જે મને નિષ્કામતાથી ભજે છે, તેમને હું મારૂં તમામ સોંપી દઉં છઉં. જેઓ સગુણ રૂપે મને ભજે છે; તેમને તે રૂપે હું દરસન દઉં છઉં. જેઓ મને નિર્ગુણ ભાવે ભજે છે; તેમને હું નિર્ગુણ ભાવે સ્ફુરૂં છઉં–અનુભવાઉં છઉં. તાત્પર્ય–તેઓ તમામ–**ममवर्त्मानुवर्तंते–मनुष्याः पार्थ सर्वशः**–હે અર્જુન! તે મનુષ્યો સર્વ પ્રકારે મારે રસ્તેજ–મને પામવાને રસ્તેજ–ચાલ્યા આવે છે. (આ લીટી અ. ૩ ના ૨૩ મા શ્લોકની લીટીને, ભાવનો ફેરફાર બાદ કરતાં, મળતી છે. શબ્દો એના એ છે; પણ સંબંધને લીધે ભાવમાં ફેરફાર છે.)

પરમાત્મા અને બીજા દેવોમાં ફેર શું?—

ગમે તે રસ્તે ચાલવાથી ભગવાન મળતા હોય; તો લોકો જુદે જુદે રસ્તે શા માટે ચાલે છે? એકજ રસ્તે કેમ ચાલતા નથી?–તેનો જવાબ ૧૨મા શ્લોકમાં છે. આ ૧૨મા શ્લોકમાં કહ્યું કે–'ત્વરાથી કર્મનાં ફળ લેવા માટે, કેટલાએક લોકો (મને તજીને) દેવોને ભજે છે.' આ વાત આગળ સાતમા અધ્યાયમાં—

**यो यो यां यां तनुं भक्तः, श्रद्धयार्चितुमिच्छति ॥२१॥**

વિગેરે શબ્દોથી કહે છે કે—'જે જે સકામી ભકતો, જે જે દેવોને શ્રદ્ધાથી ભજે છે; તે તે દેવોમાં, તેમની તેમની શ્રદ્ધાને હું દૃઢ કરૂં છઉં. (૨૧) આથી તેઓ શ્રદ્ધાવાન્ થઈને, તે તે દેવની આરાધનામાં જોડાય છે; અને તેના પરિણામે, મારા નિર્મેલા તે તે ભોગોને, તેઓ અવશ્ય પામે છે. પરંતુ તે અલ્પબુદ્ધિવાળા ભકતોને જે જે ભોગ (સુખ) મળે છે; તે નાશવંત હોય છે. **'अथ यः अन्यां देवतां'** વિગેરે શબ્દોથી બૃહદારણ્યક ઉપનિ. ૩-૪-૧૦ શ્રુતિ કહે છે કે-'કામના માટે જે દેવોને ભજે છે; તે પુરૂષો તે દેવોના પશુ છે.' વળી—

**देवान् देवयजो यांति, मद्भक्ता यांति मामपि ॥७-२३॥**
**यांति देवव्रता देवान्, पितॄन् यांति पितृव्रताः ।**
**भूतानि यांति भूतेज्या, यांति मद्याजिनोऽपि माम् ॥અ. ૯-૨૫॥**

અન્ય દેવોને ભજનારાઓ દેહાંતે તે તે દેવના લોકને પામે છે; અને મારા ભકતો મારા સચ્ચિદાનંદમય પરમ ધામને પામે છે. (૭-૨૩)-તાત્પર્ય—પરમાત્માના આરાધનનું ફળ મોક્ષ છે; પણ તે ઘણા કાળે-જ્યારે કર્મનાં બંધનોનો સમૂળો નાશ થાય છે ત્યારે-તે પ્રાપ્ત થાય છે. આટલી દીર્ઘદૃષ્ટિવાળા અને લાંબા વખત સુધી શ્રીહરિની ભકિતમાં મચ્યા રહેનારા, ઘણાજ થોડા હોય છે. તેથી ગીતા અ. ૭-૧૯ માં કહ્યું છે કે-**बहूनां जन्मनामंते ज्ञानवान् मां प्रपद्यते ॥** ઘણા જન્મોને અંતે જ્ઞાની મને પામે છે.' આ બાબતમાં વિશેષ જાણવા જેવું એ છે કે—

**येऽप्यन्यदेवताभक्ता, यजंते श्रद्धयान्विताः ॥**
**तेऽपि मामेव कौंतेय, यजंत्यविधिपूर्वकम् ॥९-२३॥**

તેનો ભાવાર્થ એવો છે કે-'કેટલાએક અન્ય દેવોને ભજે છે; પણ બીજા દેવોને ભજવાની રીત યથાર્થ નથી-વ્યાજબી નથી; કારણ કે લૌકિક અને સ્વર્ગનાં સુખો માટેજ, બીજા દેવોને ભજવામાં આવે છે. આ નાશવંત સુખની સ્પૃહાને તજીને, હું કે જે મોક્ષનું દ્વાર છઉં; તેને ભજવો જોઈએ.'

શિવ ગીતા ૧૨-૪ ઉપલા શ્લોકને અક્ષરશઃ મળે છે. પરમાત્માને અને પરમાત્મા સિવાય અન્ય દેવોને ભજવાની પ્રથા પ્રાચીન છે; એમ **एकं सद्विप्रा बहुधा वदंति ।** (ઋગ્વેદ ૧-૧૬૪-૪૬) કહે છે. એટલે-'જે એકજ છે તેને બ્રાહ્મણો અનેક પ્રકારે વર્ણવે છે.' પુષ્પદંતા-ચાર્ય શિવમહિમ્ન સ્તોત્રમાં કહે છે કે—

**रुचीनां वैचित्र्या-दृजुकुटिलनानापथ[illegible]षां,**
**नृणामेकोगम्यस्-त्वमसि पयसामर्णव इव ॥७॥**

રૂચીઓના વિચિત્રપણાને લીધે (અથવા જુદા જુદા અધિકાર પ્રમાણે), સીધા કે વાંકા માર્ગ વડે ભજનાર પુરૂષોને મળવા યોગ્ય આપ એકજ છો. જેમ પાણીના પ્રવાહો–નદીયો, સીધે કે વાંકે માર્ગે ચાલીને સમુદ્રનેજ મળે છે; તેમ અનેક મત મતાંતર આપને માટેજ પ્રયત્ન કરી રહ્યા છે.

આ શ્લોકના ઉંડાણમાં એવું દેખાય છે કે–ઇશ્વર કે–જે સર્વવ્યાપી, સર્વના સાક્ષી, સર્વજ્ઞ, સર્વશક્તિમાન, (તેની પણ પેલીમેર એટલે) અચિંત્ય એવું ખરૂં તત્ત્વ ન સમજતાં; અમુક અવતારી શરીર માટે, અગર અમુક પ્રકારની માન્યતા માટે, અંદર અંદર દ્વેષ કરવો; અગર તલવારો કાઢીને લડવું–તે અજ્ઞાન સિવાય બીજું કાંઇ નથી. આ વાત સમજાણી હોય; તેણે તો—

રાગ–શાર્દુલ૰

**यं शैवाः समुपासते शिव इति, ब्रह्मे [illegible] तनः ।**
**बौद्धा बुद्ध इति प्रमाणपटवः, कर्तेति नैयायिकाः ॥**
**अर्हन्नित्यथ जैनशासनरताः, कर्मेति मीमांसकाः ।**
**सोऽयं नो विदधातु वांछितफलं, त्रैलोक्यनाथो हरिः॥**

'શિવના ઉપાસકો જેને 'શિવ' કહીને ભજે છે; વેદાંતિઓ જેને 'બ્રહ્મ' કહીને ભજે છે; બૌદ્ધો જેને 'બુદ્ધ' કહે છે; પ્રમાણ આપવામાં કુશળ એવા નૈયાયિકો જે ઇશ્વરને 'કર્તા' કહે છે; જૈન ભાઇઓ જેને 'અર્હન્' કહીને ભજે છે; તે આ સચરાચરમાં વ્યાપીને રહેલા પરમાત્મા, આત્મજ્ઞાનની પ્રાપ્તિ માટે, અમોને જે અભિલાષા થઇ છે, તે સફળ કરો.'

**क्षिप्रं**—(ત્વરાથી). શબ્દ મૂકીને નાસ્તિકોને પણ સૂચવ્યું કે–કદિ તમારે આ લોકનાં અને પરલોકનાં સુખનીજ સ્પૃહા હોય; એટલે તમારે મોક્ષની સ્પૃહા ન હોય–તો પણ તમારે દેવો દ્વારા, મારા રસ્તા ઉપર આવવું. રસ્તા ઉપર ગાડાં, રેંકડા, ઘોડાગાડીઓ, મોટરો વિગેરે ચાલે; પણ જે વાહનમાં પાવર (શકિત) વધારે હોય; તે દોડે; અને ધારેલે સ્થળે વહેલું પહોંચે. તે પ્રમાણેજ નાના મોટા સૌ ઇશ્વિરને રસ્તે ચાલે; પણ જેમાં ત્યાગવૃત્તિની શકિત વધારે હોય; તે જીવ ત્વરાથી મને પામે'. ઘણા ધનવાનો ધનની વૃદ્ધિ માટે, કેટલાએક વૈદ્યો અને યાજ્ઞિકો, પોતાના ધંધામાં વિજય મેળવવા માટે, અને એવા બીજા ઘણા,વિષ્ણુને તજીને, અગર વિષ્ણુને ગૌણરૂપે ભજીને, અન્ય દેવોને ઉપાસે છે. જગતમાં મંત્રજંત્ર જાણનારા જેટલા પૂજાય છે; તેટલા તત્ત્વજ્ઞાની પૂજાતા નથી. તાત્પર્ય–પોતાના સાચા સ્વાર્થ માટે, ઘણાજ થોડા પ્રયત્ન કરે છે.

આગળ ૮ મા શ્લોકમાં કહ્યું કે-'હું ધર્મ સ્થાપવા યુગે યુગમાં આવું છઉં,' તો તે ધર્મ કયો ? તે હવે કહે છે—

**चातुर्वर्ण्यं मया सृष्टं, गुणकर्मविभागशः ।**
**तस्य कर्तारमपि मां, विद्ध्यकर्तारमव्ययम् ॥१३॥**

પદાન—ચાતુર્વર્ણ્યં-મયા-સૃષ્ટં-ગુણકર્મવિભાગશઃ-
તસ્ય-કર્તારમ-અપિ-માં-વિદ્ધિ-અકર્તારમ્-અવ્યયમ-

અર્થ—શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-ગુણ અને કર્મનો વિભાગ કરીને, મેં ચાર વર્ણ સૃજ્યા છે. તેનો 'હું કર્તા છઉં, છતાં મને અકર્તા અને અવિકારી જાણ—એટલે-હું અકર્તા અને અવિકારી છઉં,' એમ તારે જાણવું.(૧૩)

૧૩ વિવેચન—

ચાતુર્વર્ણ્ય—હિંદુત્વનુ અસ્તિત્વ, ચાતુર્વર્ણ્યથીજ ટકી શક્યું છે; એમ પ્રાચીન અર્વાચીન અનેક તત્ત્વવિપુરૂષો કબુલ કરે છે; તો પણ આંખો વીંચીને બોલનારા કહે છે કે 'ચાતુર્વર્ણ્યનો જલદીથી નાશ કરો.' **मया सृष्टं**-'ચાતુરવર્ણ્યની આ વ્યવસ્થા મેં કરી છે.' એમ પ્રભુ પોતે કહે છે; તો પણ હજી કેટલાએકની માન્યતા એવી છે કે-'ચાતુર્વર્ણ્ય' તો આપણી બનાવટ છે. આપણે જેને બ્રાહ્મણ બનાવીએ, તે બ્રાહ્મણ બની શકે.' ગધેડા-ની ગાય બનતી નથી; તો શૂદ્રનો બ્રાહ્મણ કેમ બનતો હશે ! જેઓ કેરીને પોપૈયો બનાવી શકયા નથી; ડુંગળીને કસ્તુરી બનાવી શક્યા નથી; બગલાને હંસ બનાવી શકયા નથી; તેઓ શૂદ્રનો બ્રાહ્મણ કેવી રીતે બનાવી શકતા

---

(૧૩) પદચ્છેદઃ—**चातुर्वर्ण्यं मया सृष्टं**-બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈસ્ય, અને શૂદ્ર એવા ચારે વર્ણોનો સમુહ મારાથી કરાયો છે. **गुणाश्च कर्माणि च गुणकर्माणि, गुणकर्मणां विभागः गुणकर्मविभागः, गुणकर्मविभागात् इति गुणकर्मविभागशः**-ગુણ અને કર્મના વિભાગે કરીને એટલે વિભાગપ્રમાણે. **तस्य कर्तारम अपि**-તેનો હું કર્તા (છઉં) છતાં. **माम् अकर्तारम् अव्ययम् विद्धि**-મને અકર્તા રૂપ (નિર્લેપ)અને અવિનાશી જાણ.

13. Four classes were created by me, in accordance with the different distribution, between qualities and actions. Although I am its author, bnt you should know me-unacting, and changeless.

હશે! કેટલાએક 'વિશ્વામિત્ર રાજર્ષિ મટીને બ્રહ્મર્ષિ થયા'; તેનો દાખલો આપે છે; પણ ત્યારપછી કેટલા વિશ્વામિત્ર થયા ? તેનો હિસાબ આપતા નથી. **ब्राह्मणोऽस्यमुखमासीद्बाहूराजन्यः कृतः ।** વિગેરે શબ્દોથી વેદ કહે છે કે–પ્રજાપતિના મુખમાંથી બ્રાહ્મણ, બાહુમાંથી ક્ષત્રિય, જાંગમાંથી વૈશ્ય અને પગમાંથી શૂદ્ર બન્યા છે. આ સંબંધી થોડું સાંભળો, એટલે વસ્તુનું કાંઇક ભાન થશે—

**गुणकर्मविभागशः**—ગુણ અને કર્મના ભેદ પ્રમાણે. ગીતાના અઢારમા અધ્યાયમાં—

**ब्राह्मणक्षत्रियविशां, शूद्राणां च परंतप ॥**
**कर्माणि प्रविभक्तानि, स्वभावप्रभवैर्गुणैः ॥४१॥**
**शमो दमस्तपः शौचं, क्षांतिरार्जवमेव च ॥**
**ज्ञानं विज्ञानमास्तिक्यं, ब्रह्मकर्म स्वभावजम् ॥४२॥**
**शौर्यं तेजो धृतिर्दाक्ष्यं, युद्धे चाप्यपलायनम् ॥**
**दानमीश्वरभावश्च, क्षात्रं कर्म स्वभावजम् ॥४३॥**
**कृषिगोरक्षवाणिज्यं, वैश्यकर्मस्वभावजम ॥**
**परिचर्यात्मकं कर्म, शूद्रस्यापि स्वभावजम् ॥४४॥**

અર્થ—હે અર્જુન ! બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોનાં કર્મ, સ્વભાવજન્ય ગુણોને લીધે જુદાં જુદાં છે. (૪) શમ (મનોનિગ્રહ), દમ (ઇંદ્રિયોનો નિગ્રહ) તપ, પવિત્રતા, ક્ષમા, સરળતા, શાસ્ત્રજ્ઞાન, અનુભવજ્ઞાન, અને આસ્તિકતા–એ બ્રાહ્મણનો સ્વભાવીક ગુણ છે. (૪૨) શૌર્ય, તેજસ્વીતા, ધૈર્ય, ચાતુર્ય, યુદ્ધમાં પાછી પાની ન કરવી તે, દાતાપણું અને ઇશ્વરભાવ–એ તમામ ક્ષત્રિયના સ્વાભાવિક કર્મ છે. (૪૩) ખેતી, પશુ પાલન, વાણિજ્ય, એ વૈશ્યના સ્વાભાવિક કર્મ છે. સેવાચાકરીનાં કર્મ શૂદ્રને માટે સ્વાભાવિક કર્મ છે. (૪૪).

આટલું કહીને શ્રીકૃષ્ણે આગળ કહ્યું કે—

**स्वे स्वे कर्मण्यभिरतः, संसिद्धिं लभते नरः ।**
**स्वकर्मनिरतः सिद्धिं, यथा विंदति तच्छृणु ॥४५॥**
**यतः प्रवृत्तिर्भुतानां, येन सर्वमिदं ततम् ॥**
**स्वकर्मणा तमभ्यर्च्य, सिद्धिं विंदति मानवः ॥४६॥**

અર્થ—પોતપોતાના સ્વાભાવિક કર્મોમાં મચ્યો રહેનારો પરમસિદ્ધિને પામે છે. સ્વકર્મમાં મચ્યો રહેનારો પુરૂષ, જેવી રીતે સિદ્ધિને પામે છે;

તે સાંભળ. (૪૫) જે પરમાત્માની શક્તિથી સર્વભૂતોની પ્રવૃત્તિ છે; અને જેનાથી આ સમગ્ર જગત્ વ્યાપ્ત છે. તે પરમાત્માને પોતાનાં સ્વાભાવિક કર્મ વડે પૂજીને, મનુષ્ય પરમ પદને પામે છે.

હજી શ્રીકૃષ્ણ કહે છે કે—

**श्रेयान् स्वधर्मो विगुणः, परधर्मात् स्वनुष्ठितात् ॥**
**स्वभावनियतं कर्म, कुर्वन्नाप्नोति किल्बिषम् ॥४७॥**
**सहजं कर्म कौंतेय, सदोषमपि न त्यजेत् ॥**
**सर्वारंभा हि दोषेण, धूमेनाग्निरिवावृताः ॥४८॥**

અર્થ—બીજાનો ધર્મ ગમે એવો સારો લાગતો હોય; અને પોતાના ધર્મ–પોતાનાં કર્મ–ગમે એવાં ખોટાં લાગતાં હોય; તો પણ પોતાને માટે–પોતાનોજ ધર્મ–પોતાનાંજ કર્મ–શ્રેયસ્કર છે; એમ સમજવું. કારણકે પોતાના સ્વધર્માનુસાર કરેલા કર્મથી, કોઇને પાપ લાગતું નથી. (સજના કસાઈને શ્રીહરિ મળ્યા. રોહીદાસની ઝુંપડીએ પ્રભુ આવ્યા. ઓખામેળનાં મુવેલાં ઢોર પ્રભુએ ખેંચ્યાં.) વિગેરે (૪૭) હે કૌંતેય ! પોતાનું સ્વાભાવિક કર્મ દોષવાળું લાગે, તોપણ તેને ત્યજવું નહીં. કારણકે ધૂમાડાથી ઢંકાએલા અગ્નિની પેઠે, તમામ કર્મો (થોડા ઘણા) દોષથી ઢંકાએલાંજ હોય છે. (૪૮)

દાખલા તરીકે—બ્રાહ્મણજીવન દાન–ભિક્ષા ઉપર ટકે છે. દાન લેવું અને મરવું, તે બરાબર છે; તોપણ આવા ભય માટે, બ્રાહ્મણ કે જે શ્રી હરિનું સ્વરૂપ છે–તે પદને તેણે તજવું નહીં. ક્ષત્રિય ધર્મમાં હત્યા છે; તો પણ હત્યા વિના જગતની રક્ષા નથી; માટે ક્ષત્રિએ તે કરવી. વર્ણ વ્યવસ્થા માટે, ગીતામાંજ આવા ખુલાસા છે; એમ નહીં; પણ મહાભારત વનપર્વમાં (અ. ૧૮૦ અને ૨૨૧) નહુષ યુધિષ્ઠિર અને દ્વિજવ્યાધ સંવાદમાં છે. શાંતિપર્વ અ. ૧૮૮ ભૃગુભરદ્વાજ સંવાદમાં ચાતુરવર્ણ્યના ખુલાસા છે. અનુશાસન પર્વ (અ. ૧૪૩) માં ઉમામહેશ્વરનો સંવાદ, તથા અશ્વમેધ પર્વમાં અનુગીતામાં ( ૩૯–૧૧ ) થોડા ફેરફાર સાથે ગુણભેદની કથા જોવામાં આવે છે.

વર્ણાશ્રમ વ્યવસ્થાને વધારે સુદૃઢ કરવા માટે, મનુએ, યાજ્ઞવલ્કયે અને એવા બીજા મોટા ઋષિઓએ, સ્મૃતિઓ લખી આપી છે. તે ખાસ વાંચવા જેવી છે.

કોણે શું કરવું ? એવી આજ્ઞાઓ રાજતંત્રમાં પણ હોય છે. કોઇ મોટા સમારંભમાં પણ–કોણે શું કરવું ? તે નિર્ણય થઈ ચૂકેલું હોય છે.

ત્યારે જગતના નાના પ્રકારના વ્યવહારમાં, પ્રભુ આ બાબતનો નિર્ણય કરી આપે, અને આપણે તે પ્રમાણે ચાલવું; તેમાં શંકા કરવા જેવું કાંઈ નથી. પોતપોતાના કર્મમાં પ્રીતિ રાખીને મુમુક્ષુએ ક્યાં સુધી પહોંચવું, તે હવે કહે છે—

**असक्तबुद्धिः सर्वत्र, जितात्मा विगतस्पृहः ॥**
**नैष्कर्म्यसिद्धिं परमां, संन्यासेनाधिगच्छति ॥४९॥**

અર્થ—ધીમે ધીમે કર્મના ફળમાં અનાસક્ત થઈને, સર્વ કાર્યમાં અનાસક્ત થવું. મનને વશ કરવું. કોઇપણ પ્રકારની સ્પૃહા રાખવી નહીં. આ પ્રમાણે કર્મના ફળના સન્યાસથી, પરમ નૈષ્કર્મ્યસિદ્ધિ પ્રાપ્ત થશે. (૪૯)

યાદ રાખવું કે-'નૈષ્કર્મ્ય' એટલે કર્મશૂન્યતા નહીં; પણ કર્મ કરવાં અને તેમાં અનાસક્ત રહેવું તે. તાત્પર્ય-ડંખ કાપેલાં કર્મ, મોક્ષમાં પ્રતિબંધક નથી.

વર્ણાશ્રમનું રહસ્ય જાણ્યાવિના, વર્ણાશ્રમને ફેંકી દેવો; એ સાહસ ગણાય. આપણે સૌને કબુલ કરવું જ પડે છે કે—આજકાલ વર્ણાશ્રમમાં ઘણી અવ્યવસ્થા થઈ ગઇ છે. કોઇ કોઈ ઠેકાણે, ક્ષત્રિયમાં વૈસ્યના અગર શૂદ્રના ગુણ; અને શૂદ્રોમાં ક્ષત્રિયના ગુણ. વળી કોઈ કોઈ ઠેકાણે બ્રાહ્મણમાં કોળીના ગુણ, અને કોળીમાં બ્રાહ્મણના ગુણ દેખાય છે. વર્ણની પરંપરા સાચવનારૂં સ્ત્રી રૂપી ક્ષેત્ર છે. આ ક્ષેત્રમાં બીજ ફેર થતાં, વર્ણ બગડે છે. સંસર્ગથી પણ વર્ણમાં ફેરફાર દેખાય છે. દેહમાં અવ્યવસ્થા થતાં, દેહનો નાશ કરી નાંખવો; તે જેમ ગાંડપણ છે; તેમ વર્ણાશ્રમમાં થએલી અવ્યવસ્થા જોઇને, વર્ણાશ્રમનો નાશ કરવો, તે ભયંકર ગાંડપણ છે. સ્નેહલગ્ન, પુનર્લગ્ન અને જેનું તેનું ખાવું પીવું—એ સમાજનાં મીઠાં ઝેર છે. જે પ્રજામાં સ્નેહલગ્ન અને પુનર્લગ્ન છે; તે પ્રજા કેટલી સુખી છે? તેનો ખ્યાલ કર્યા વિના દોડવું; તે ભીંત સાથે અફળાવા જેવું છે. સ્નેહલગ્ન કરવા કરતાં, જ્ઞાતિના ઉદ્ધારનો વિષય હાથ ધરવો જોઇએ. પુનર્લગ્ન કરવા કરતાં, વિધવાઓ પોતાનું ચારિત્ર કઇ રીતે ઉત્તમ કરી શકે; તેનો વિચાર કરવો જોઈએ. વાણીયો બ્રાહ્મણમાં પરણે; અને બ્રાહ્મણ ઢેડમાં પરણે; એવી ઉતાવળ કરવા કરતાં; વાણીયા વાણીયામાં પરણી શકે; અને બ્રાહ્મણ બ્રાહ્મણમાં પરણી શકે—એટલે નાના ગોળ તોડી મોટા ગોળ થાય—એવી વ્યવસ્થા કરવી જોઇએ. પશુ પણ સૌ સૌનાં વર્ણમાં પરણે છે—ઘર માંડે છે. ગાયની પાછળ પાડા દોડતા નથી. પક્ષી બધાં—પણ ચકલો

પોપટીને પરણુતો નથી; અને પોપટ ચકલીને પરણુતો નથી. કોઈ રાજા કુતરાને પોતાની રાજગાદી ઉપર બેસાડે, પણ કુતરો નવાં પગરખાં દેખીને લલચાય. પાઘડી બે રૂપિયાની હોય, તો પણ તે માથે મુકાય; અને બુટ દસના હોય; તો પણ તે પગમાં પહેરાય–માથે ન મૂકાય. સાકરનો ગાંગડો સોમલના ગાંગડા સાથે મળી જાય; પણ ગુણુકર્મવિભાગશઃ–ગુણુ અને કર્મના વિભાગથી–તે ગળ્યોજ રહે. તાત્પર્ય–પદાર્થોમાં પણ વર્ણ-વ્યવસ્થા છે. વર્ણુવ્યવસ્થા બગડવાનું મુખ્ય કારણ–બ્રાહ્મણ, આચાર્યો અને સાધુઓ છે. બ્રાહ્મણો બ્રહ્મત્વ તજીને વૈદ્ય, વૈશ્ય અગર શૂદ્ર (નોકર), બન્યા. સમાજનું જોખમ દૂર ફેંકી દીધું. સમાજ તે બ્રાહ્મણોનો અનાદર કરી શકે; પણ જે બ્રાહ્મણ બ્રહ્મત્વ સાધવવાની પરવા રાખતા હોય; તે બ્રાહ્મણનો સમાજે સારો સત્કાર કરવો જોઈએ. બ્રાહ્મણોએ યાદ રાખવું ઘટે છે કે–ભણીગણીને ગુલામ (નોકર) બનવું, તેના કરતાં અભણ રહેવું તે વધારે સારૂં છે. અભણ બ્રાહ્મણો, ખુશામતીઆ વિદ્વાન્ બ્રાહ્મણોના કરતાં, નિર્દોષ હોય છે. સંપ્રદાયોનું કામકાજ સુખેથી કરવું; પણ અમુક સંપ્રદાયના આશ્રિત (ગુલામ) કદિ બનવું નહીં. શાસ્ત્ર, વિદ્યા અને વૈરાગ્યને સર્વસ્વ સમજી બ્રાહ્મણોએ તેની રક્ષા કરવી. અત્યારે રાજાઓને રાજગાદી ઉપર ટકવું મુશ્કેલ છે; ત્યારે આચાર્યોએ અને બ્રાહ્મણોએ રાજવૈભવમાં ફસાવું કેમ ઘટે ! શાસ્ત્ર, વિદ્યા અને વૈરાગ્યને પોતાનું સર્વસ્વ સમજી, તેની રક્ષા કરવી જોઈએ. સાધુઓએ પણ–કનકકાંતા, મઠ મકાન, અને શિષ્યોના ફંદમાં કદિ ફસાવું નહીં. જ્યાં ત્યાં વિદ્વાન બ્રાહ્મણોનો સત્કાર કરવો. કારણુ કે આવા પવિત્ર વિદ્વાન્ બ્રાહ્મણ એજ સનાતન છે; અને સનાતન એજ આવા પવિત્ર વિદ્વાન બ્રાહ્મણો છે. બ્રાહ્મણો બગડયા; તેથી સનાતત અગર વર્ણાશ્રમ બગડયાં. વેદાંતને બ્હાને દુરાચારી માર્ગી સાધુઓ, ભક્તિને બ્હાને વ્યભિચારી ગુરૂઓ, કર્મકાંડને બ્હાને અને દેવીની ઉપાસનાને બ્હાને, સર્વભક્ષી યાજ્ઞીકો; અને સ્વચ્છંદી મુંડીયા પરમહંસો, વર્ણુવ્યવસ્થાનાં હિતશત્રુઓ છે. વિચાર કરી જોજો. ઠીક જણાય તો માનજો. માનવું હોય તો–બ્રાહ્મણોને ઠેકાણે લાવજો.

**कर्तारं अपि अकर्तारं**—પરમાત્મા કર્તા અને અકર્તા બેઉ રૂપે છે. એટલે તે વિલક્ષણ છે. માયોપાધિક ચૈતન્ય તે કર્તા, અને માયાના વિકારથી રહિત તે અકર્તા. ગીતા અ. ૧૩–૧૪ કહે છે કે–**सर्वेंद्रिय गुणाभासं, सर्वेंद्रिय विवाजतम्** ॥ પરમાત્મામાં સર્વ ઇંદ્રિયોના ગુણધર્મોનો આભાસ થાય છે; છતાં વાસ્તવમાં તે સર્વ ઇંદ્રિઓથી પર છે.

હું કર્તા છતાં અકર્તા કેવી રીતે છઉં, તે વાત હવે કહે છે.

**न मां कर्माणि लिंपंति, न मे कर्मफले स्पृहा ।**
**इति मां योऽभिजानाति, कर्मभिर्न स बद्धयते ॥ १४ ॥**

**પદાનિ**—ન-માં-કર્માણિ-લિંપંતિ-ન-મે-કર્મફલે-સ્પૃહા-
ઈતિ-માં-યઃ-અભિજાનાતિ-કર્મભિઃ-ન-સઃ-બદ્ધયતે

અર્થ—( હે અર્જુન ! ) મને કર્મો લેપી શકતાં નથી-અસર કરી શકતાં નથી-ફળ આપી શકતાં નથી. મને કર્મોના ફળમાં સ્પૃહા (પણ) નથી. આ પ્રમાણે જે મને જાણે છે; તે કર્મો વડે બંધાતો નથી. (૧૪)

૧૪ વિવેચન—

**आप्तकामस्य का स्पृहा'** એમ શ્રુતિ પણ કહે છે. તે આધારે અહીં શ્રીકૃષ્ણે કહ્યું કે-**' न मे कर्मफले स्पृहा '** મારામાં અહંકારનો અભાવ હોવાથી, કર્મો મને કોઇ પણ પ્રકારની અસર કરી શકતાં નથી. આગળ ૯મા શ્લોકમાં કહ્યું કે-' મારો જન્મ અને કર્મ દિવ્ય છે, એમ જે યથાર્થ જાણે; તે મને પામે છે.' અહીં એટલું ઉમેર્યું કે-'હું જેમ કર્મના ફળમાં સ્પૃહા રાખતો નથી; તેમ જે પુરૂષ કર્મનાં ફળમાં સ્પૃહા ન રાખે; તે-**सः कर्मभिः न बद्धयते**-તે કર્મોથી બંધાતો નથી.

આ પ્રમાણે વર્તવાથી-એટલે પોતાને અકર્તા, અભોક્તા માનવાથી-ઋષભદેવ, જડભરત, યયાતિ અને જનકાદિ અનેક જીવન્મુક્તોને લાભ થયો હતો; એમ હવે કહે છે—

---

(૧૪) પદચ્છેદઃ— **माम् कर्माणि न लिपंति**-મને કર્મો બાધ કરી શકતાં નથી-વિકાર આપી શકતાં નથી. **कर्मफले मे स्पृहा न**-કર્મના ફળમાં મને સ્પૃહા નથી. **इति**-ઉપર પ્રમાણે. **मां यः अभिजानाति**-મને જે પુરૂષ જાણે છે. **सः कर्मभिः न बद्धयते** તે પુરૂષ કર્મોથી બંધન પામતો નથી.

**14.** Shrikrishna says further-' actions do no affect me, nor I have attachment in fruit of actions. He who knows me, as above stated, is not bound by actions.'

**एवं ज्ञात्वा कृतं कर्म, पूर्वैरपि मुमुक्षुभिः ।**
**कुरु कर्मैव तस्मात्त्वं, पूर्वैः पूर्वतरं कृतम् ॥ १५ ॥**

**પદાનિ**—એવં-જ્ઞાત્વા-કૃતં-કર્મ-પૂર્વૈઃ-અપિ-મુમુક્ષુભિઃ-
કુરૂ-કર્મ-એવ-તસ્માત્-ત્વં-પૂર્વૈઃ-પૂર્વતરં-કૃતમ્-

અર્થ—ઉપર પ્રમાણે [મારા યથાર્થ સ્વરૂપને] જાણીને, પહેલાંના મુમુક્ષુઓ કર્મ કરતા હતા. વળી તેના પહેલાંના યુગાંતરમાં (પણ) મુમુક્ષુઓ કર્મ કરતા હતા. તાત્પર્ય-અનાદિ કાળથી અનાસક્ત રહીને, કર્મ કરવાની રીત ચાલી આવે છે-નવીન રીત નથી. માટે તું પણ કર્મજ કર. એટલે-રણસંગ્રામમાં યુદ્ધ સંબંધી પ્રાપ્ત થએલા તારા કર્મનો તું ત્યાગ ન કર. (૧૫)

૧૫ વિવેચન—

આ શ્લોક કર્મયોગના ઉપદેશની પરંપરા સૂચવે છે. એટલે જો જીવ પોતાને અકર્તા અને અભોક્તા સમજી શકે; અને તે પ્રમાણે પાળી શકે; તો કર્મમાર્ગ અને મોક્ષમાર્ગ અરસ્પરસ વિરોધી નથી. તાત્પર્ય-કર્મોનાં બંધન જે મોક્ષમાં વિઘ્નરૂપ છે, તે પોતાને અકર્તા-અભોક્તા સમજનારને, વિઘ્ન કરી શકતાં નથી. કહેવાનો ભાવ એ છે કે-'હે અર્જુન! તું આ પ્રમાણે સમજીને યુદ્ધ કર.'

પણ કર્મ શું? અને અકર્મ શું? તે પહેલાં જાણી લે—

**किं कर्म किमकर्मेति, कवयोऽप्यत्र मोहिताः ।**
**तत्ते कर्म प्रवक्ष्यामि, यज्ज्ञात्वा मोक्ष्यसेऽशुभात् ॥१६॥**

---

(૧૫) પદચ્છેદઃ—**एवं ज्ञात्वा**-આ પ્રમાણે સમજીને. **पूर्वैः मुमुक्षुभिः अपि**-પહેલાંના મુમુક્ષુઓથી પણ. **कर्म कृतं**-કર્મ કરાયું હતું. **पूर्वतरं पूर्वैः कृतम्**-તેથી પણ અગાઉ-પ્રાચીન કાળમાં વડીલોથી કર્મ કરાએલું (છે.) **तस्मात् त्वम् एव कर्म कुरु**-તેથી તું પણ કર્મ કર.

(૧૬) પદચ્છેદ—**किम् कर्म किम् अकर्म इति अत्र**-કર્મ તથા

**15.** In the ancient time, our forefathers, seeking for liberation, being aware of the above fact, used to do action. as this system is followed, since the far ancient time, you must do action, (according to this system).

**પદાનિ**—કિં-કર્મ-કિં-અકર્મ-ઇતિ-કવયઃ-અપિ-અત્ર-મોહિતાઃ-તત્-તે-કર્મ-પ્રવક્ષ્યામિ-યત્-જ્ઞાત્વા-મોક્ષ્યસે-અશુભાત્.

**कर्मणो ह्यपि बोद्धव्यं, बोद्धव्यं च विकर्मणः ।**
**अकर्मणश्च बोद्धव्यं, गहना कर्मणो गतिः ॥१७॥**

**પદાનિ**—કર્મણઃ-હિ-અપિ બોદ્ધવ્યં-બોદ્ધવ્યં-ચ-વિકર્મણઃ-અકર્મણઃ-ચ-બોદ્ધવ્યં-ગહના-કર્મણઃ-ગતિઃ-

અર્થ—કર્મ શું ? અને અકર્મ શું ? તે બાબતમાં વિદ્વાન્ પુરૂષો પણ ભૂલા પડયા છે. તેથી (હે અર્જુન !) કર્મ સંબંધી ઉપદેશ હું તને કરીશ. જે સાંભળવાથી, તું અશુભ (કર્મથી) મુક્ત થઈશ. (૧૬) કર્મનું, વિકર્મનું અને અકર્મનું રહસ્ય અવશ્ય જાણવું જોઈએ. કર્મની ગતિ [યથાર્થ સ્થીતિ] ગહન છે. એટલે-સામાન્ય બુદ્ધિથી તે ગતિ સમજાય એવી નથી. (૧૭)

---

અકર્મનું યથાર્થ સ્વરૂપ કેવું હોય તે વાતમાં. **कवयः अपि मोहिताः**-વિદ્વાનો પણ મોહ પામેલા છે-વિદ્વાનો પણ તે વાતને યથાર્થ રીતે સમજી શકતા નથી. **तत्**-તેટલા માટે. **ते कर्म प्रवक्ष्यामि**-તને કર્મ સંબંધી ખુલાસો કરીશ. **यत् ज्ञात्वा**-જે જાણીને. **अशुभात् मोक्ष्यसे**-અશુભ એવા આ સંસારમાંથી, અગર અશુભ એવા પાપ કર્મમાંથી મુક્ત થઇશ.

(૧૭) પદચ્છેદઃ—[ **बोद्धुम् योग्यं बोद्धव्यं**-જાણવું જોઈએ.] **हि**-તેટલા માટે. **कर्मणः बोद्धव्यं**-કર્મ સબંધી જે જાણવા જેવું હોય તે જાણવું જોઈએ. **च**-અને. **विकर्मणः बोद्धव्यं च अकर्मणः बोद्धव्यं**-વિકર્મ તથા 'અકર્મ' સંબંધી જે જાણવા જેવું હોય તે પણ જાણવું જોઇએ. **कर्मणः गहना गतिः**-કર્મની ગહન ગતિ (છે). કર્મનું સ્વરૂપ સહેલાઇથી સમજાય તેવું નથી.

**16.** Shri Krishna adds further-' what is action & what is inaction ? Even learned men are herein perplexed. I therefore explain it to you. Knowing that, you will be free from the evil.

**17.** It is therefore necessary to discriminate action, the action which bears no mention in scriptures; and The action which causes no effect. The path of action is mysterious.

૧૬–૧૭ વિવેચન—

શાસ્ત્રે જે કરવાની આજ્ઞા કરી–તે કર્મ; શાસ્ત્રે જે કરવાની મના કરી–તે અકર્મ; અને જે સંબંધી શાસ્ત્રે કાંઈ કહ્યું નથી, તે વિકર્મ. આ સાધારણ વ્યાખ્યા. નિત્ય નૈમિત્તિક, કામ્ય અને નિષિદ્ધ એમ કર્મના ચાર પ્રકાર છે.

આ શ્લોકમાં–કર્મ એટલે જેમાં કર્મત્વ છે–અથવા કર્મનું બંધન–છે તે. અકર્મ એટલે જેમાં કર્મત્વ નથી; એટલે કર્મનું બંધન નથી; તે. કર્મનું બંધન બે રીતે મટે–૧ કર્મોનો સમૂળો ત્યાગ કરવાથી, એટલે કર્મ બીલકુલ ન કરવાથી. ૨ અનાસક્ત રહીને કર્મ કરવાથી. સન્યાસીઓ પ્રથમ રીતને ટેકો આપે છે; પણ ગીતા અર્જુનને માટે છે. ગીતા સંભળાવીને, અર્જુનને કર્મ માર્ગમાં જોડવા માટે, આ ઉપદેશ છે. અર્જુનને કર્મ માર્ગથી તદ્દન વિમુખ કરવા માટે, આ ઉપદેશ નથી. આ બાબતને પાછળ ૧૫ મા શ્લોકમાં '**तस्मात् त्वं कर्म कुरु**' અને આગળ ગીતાના અ. ૧૮ માં ૨–૪–૭–૨૫–૨૬ અને ૨૮ શ્લોકો ટેકો આપે છે. અષ્ટાવક્ર ગીતા સન્યાસમાર્ગી છે; તો પણ તેના ૧૮–૬૧ માં કહે છે કે–ધીર પુરૂષની પ્રવૃત્તિ (એટલે નિષ્કામકર્મમાર્ગ), તેથીજ મુમુક્ષુને કર્મત્યાગનું ફળ મળે છે.

ગીતા અ. ૩–૫ માં કહે છે કે–'જેમને દેહ હોય; તે કર્મનો તદ્દન ત્યાગ કરી શકતા નથી.' તથા '**यस्तु कर्मफलत्यागी–स त्यागीत्यभिधीयते ॥ १८–११॥** જે કર્મ ફળનો ત્યાગ કરે, તેનેજ ત્યાગી એટલે ખરો સન્યાસી કહેવો. આવા સ્પષ્ટ ખુલાસા છે; તોપણ કેટલાએક ત્યાગી ટિકાકારોએ 'અકર્મ'નો અર્થ–'કર્મ તદ્દન ન કરવાં તે' એમ મારી મચડીને અર્થ કર્યો છે. યાદ રાખવું ઘટે છે કે–'અકર્મ' નો સામાન્ય અર્થ, 'કર્મનો સમૂળો ત્યાગ કરવો તે.' એટલે સન્યાસીઓનો માર્ગ; પણ તે અહીં નહીં. ગીતા એટલે 'નિષ્કામકર્મયોગ.' કર્મ માર્ગનો ત્યાગ કરીને, બની બેઠેલા પરમહંસોએ યાદ રાખવું ઘટે છે કે–દેહાભિમાન ગળી જાય; તેની સાથેજ કર્મમાર્ગનો ત્યાગ થઈ જાય. મઠ, મકાન અગર શિષ્ય વર્ગમાં મમતા હોય; સ્ત્રીપુરૂષનું ભાન હોય; કનક કાંતાનો મનથી પણ સંગ હોય; ત્યાંસુધી પરમહંસપણું છેજ નહીં.

મીમાંસકોને યજ્ઞયાગાદિ કામ્યકર્મ ઇષ્ટ છે: અને તે સિવાય બાકીનાં બધાં કર્મોને તેઓ 'વિકર્મ' માને છે. એવો અર્થ અહીં નથી.

**गतिः**—એટલે યથાર્થરૂપ.

**कर्मणः गहना गतिः**—કર્મની ગહનગતિ. કર્મ ત્રણે પ્રકારનું સમજવું.

કર્મનો વિષય હજી આગળ ચાલે છે.

**कर्मण्यकर्म यः पश्ये–दकर्मणि च कर्म यः ।**
**स बुद्धिमान् मनुष्येषु, स युक्तः कृत्स्नकर्मकृत् ॥ १८ ॥**

**પદાનિ**—કર્મણિ–અકર્મ–યઃ–પશ્યેત્–અકર્મણિ–ચ–કર્મ–યઃ–સઃ–બુદ્ધિમાન્–મનુષ્યેષુ–સઃ–યુક્તઃ–કૃત્સ્નકર્મકૃત્

અર્થ—જે પુરૂષ કર્મમાં અકર્મને દેખે, અને અકર્મમાં કર્મને દેખે, તે પુરૂષ મનુષ્યોમાં બુદ્ધિમાન્ છે–તે યોગી છે, અને તે કર્મનો યથાર્થ કર્તા છે. એટલે કર્મ કરે છતાં, તેમાં અનાસક્તિ રાખે; અને અનાસક્તિ રાખે, છતાં કર્મ કર્યા કરે–તે પુરૂષ બુદ્ધિમાન્, યોગી અને કર્મને યથાર્થ કરનારો ગણાય છે. [૧૮]

૧૮ વિવેચન—

કર્મ—જે કરાય છે તે કર્મ. સર્વ વ્યાપાર કર્મ છે.

**स बुद्धिमान्**—બુદ્ધિ હોય; તે બુદ્ધિમાન્. બુદ્ધિ એટલે સમજણ–જ્ઞાન. ચોપડામાંથી લખેલું નીકળ્યું કે–'દેરાના ઘુમટમાં ૫૦૦ સોનામોર છે.' બુદ્ધિ વિનાનો હતો; તેણે ઘુમટ તોડી નાંખ્યો; પણ મહેનત માથે પડી. બુદ્ધિવાળો હતો; તેણે ચોપડામાં લખેલી તારીખે, જ્યાં ઘુમટનો પડછાયો પડયો, ત્યાં (તે જમીન) ખોદાવીને, ૫૦૦ સોનામોર હાથ કરી. જેમ આંખ વિના આમ તેમ અફળાય; તેમ બુદ્ધિ વિનાનો જગત્માં–વ્યવહારમાં અને અધ્યાત્મક્ષેત્રમાં ટલ્લા ખાય. શ્રીશંકરાચાર્યે બુદ્ધિને ખીલવવા, વિવેકચૂડામણિનો આખો ગ્રન્થ લખી આપ્યો છે. કદિ વાંચો છો? મેટ્રીક પાસ થયા પછી, બુદ્ધિને ખીલવવાનું પડયું મેલીને, જે માણસ નોકરીમાં રહ્યો; તે કલાર્ક (કારકુન) બન્યો; અને બુદ્ધિને ખીલવવા આગળ

---

(૧૮) પદચ્છેદ— **यः कर्मणि अकर्म पश्येत्**–જે પુરૂષ કર્મમાં અકર્મને જુએ છે. **च**–અને. **अकर्मणि यः कर्म**–અકર્મમાં કર્મ જે પુરૂષ (જુએ છે). **सः**–તે પુરૂષ. **मनुष्येषु बुद्धिमान्**–માણસોમાં બુદ્ધિમાન. **स युक्तः**–તે યોગી. **कृत्स्नानि यतानि कर्माणि, तानि करोति इति कृत्स्नकर्मकृत्**–સમગ્ર કર્મનો કરનારો.

18. A man who sees unattachment in action and action in inaction, is wise among men. He is fit for Karmayoga and he is the author of all actions.

પ્રયત્ન કર્યો; તે માણસ તેજ ઓફીસમાં સબ જજ થઇને આવ્યો. સાંભળે ઘણું અગર વાંચે ઘણું; પણ વિચારે નહીં; તેમની બુદ્ધિ ખીલતી નથી. થોડું વાંચો અગર સાંભળો; અને ઘણું વિચારો.

જે બુદ્ધિમાન્ હોય; તેજ **युक्तः** (યોગી), **कृत्स्नकर्मकृत्** (કર્મને યથાર્થ કરનારો.) થઇ શકે. વળી બુદ્ધિમાન્ એટલે માત્ર સમજણ વાળો જ નહીં; પણ યોગયુક્ત; (એટલે યોગદ્વારા પરમાત્માનો વારંવાર સમાગમ કરનાર) તથા નિષ્કામકર્મયોગી. આ સંબંધમાં યાજ્ઞવલ્કયે ગાર્ગીને કહ્યું છે કે–**यो वा एतदक्षरं गार्ग्य विदित्वाऽस्मिन् लोके जुहोति यजते तपस्तप्यते बहूनि वर्षसहस्राण्यंतवदेवास्य तद्भवति ॥** શ્રુતિ ॥ અર્થ–'હે ગાર્ગિ! જે પુરૂષ આ અક્ષર આત્માને જાણ્યા વિના, આ સંસારમાં હોમ કરે છે; યજ્ઞ કરે છે; અને સો વર્ષ સુધી તપ કરે છે; તે સર્વ હોમ, યજ્ઞાદિ કર્મ, અને સો વર્ષનું તપ–આ પુરૂષને નાશવાન્ ફળની પ્રાપ્તિ કરાવે છે.'

'**कवयोप्यत्र मोहिताः**—ડાહ્યા માણસો પણ કર્મની બાબતમાં ભૂલા પડે છે.' કારણકે–'**गहना कर्मणो गतिः**—કર્મની યથાર્થ સ્થીતિ એકદમ સમજણમાં આવે એમ નથી.'

**अहं क्रतुरहं यज्ञः स्वधाहमहमौषधम्**० આ ભગવદ્ વાકય પણ સૂચવે છે કે–'કર્મ કરનારે બ્રહ્મદષ્ટિ રાખીને કર્મ કરવાં.

ગીતાની ટિકા કરનારા વિદ્વાનોએ આ શ્લોક ઉપર લાંબી લાંબી ટિકાઓ લખીને, ભારે ગુંચવાડો ઉભો કર્યો છે. માટે બીજી લાંબી ટિકાઓ વાંચવી હોય; તો હૈયું હાથ રાખીને અને બરાબર સમજીને વાંચવી. વાંચતાં કયાંઈ ભૂલા પડવું નહી.'

કર્મયોગને જ્ઞાનયોગ સાથે કેટલો સંબંધ છે? તે હવે કહે છે—

**यस्य सर्वे समारंभाः, कामसंकल्पवर्जिताः ।**
**ज्ञानाग्निदग्धकर्माणं, तमाहुः पंडितं बुधाः ॥१९॥**

---

(૧૯) પદચ્છેદઃ—**यस्य सर्वे समारंभाः**–જેનાં સર્વ કર્મો. **कामाश्च संकल्पाश्च कामसंकल्पाः तैः वर्जिताः कामसंकल्पवर्जिताः**–ઇચ્છા તથા સંકલ્પથી રહીત (છે). **बुधाः**–ડાહ્યા પુરૂષો. **तम्**–તે પુરૂષને. **ज्ञानं एव अग्निः ज्ञानाग्निः तेन दग्धानि कर्माणि यस्य सः ज्ञानाग्निदग्धकर्मा, तं ज्ञानाग्निदग्धकर्माणं**–જ્ઞાનરૂપિ અગ્નિથી જેનાં કર્મો

**પદાનિ—યસ્ય–સર્વે–સમારંભાઃ–કામસંકલ્પવર્જિતાઃ–**
**જ્ઞાનાગ્નિદગ્ધકર્માણમ્–તં–આહુઃ–પંડિતં–બુધાઃ–**

**અર્થ**—જે પુરૂષનાં સર્વે (આગામિ) કર્મો, ઇચ્છાથી અને સંકલ્પથી રહિત હોય છે; તથા જેનાં (સંચિત) કર્મો જ્ઞાનરૂપી અગ્નિથી બળીને ખાખ થઇ ગયાં હોય છે, તે પુરૂષને તત્ત્વજ્ઞ પુરૂષો, પંડિત કહે છે. (૧૯)

**૧૯ વિવેચન—**

'જ્ઞાનથી કર્મ ભસ્મ થાય છે;' તેનો અર્થ 'કર્મ છોડવાં' એવો નથી;' પણ–'જ્ઞાનદ્વારા કર્મનાં ફળ છોડવાં,' એવો અર્થ થાય છે. એટલે 'કર્મનાં ફળમાં અનાસક્ત થઈને કર્મ કરવાં;' એવો અર્થ સમજવો. ગીતા અ. ૧૨–૧૬ માં અને અ. ૧૪–૨૫ માં '**सर्वारंभपरित्यागी**' શબ્દ છે. તેનો અર્થ–'સર્વ કર્મોને તજી દેવાં' એવો નથી; પણ 'સર્વ કર્મોનાં ફળોને તજી દેવાં' એવો છે.' (આ માન્યતાને આગળ ૨૦ મા શ્લોકમાં સ્પષ્ટ કરશે.) કર્મમાં માત્ર અનાસક્ત રહેવું, એટલોજ ભાવ આ શ્લોકમાં નથી. કર્મમાં કર્તાભોક્તાપણાનું અભિમાન તજી દેવું,એવો ભાવ પણ છે.

**कामसंकल्पवर्जिताः**—'કામ' એટલે આસક્તિ, રાગ, ફળતૃષ્ણા. આસક્તિના સંકલ્પથી રહિત સમારંભો.

બ્રહ્મને વિષય કરનારી જે વૃત્તિ તે'પંડા.' જેને 'પંડા' હોય છે તે 'પંડિત.'

હજી તેજ વિષય ચાલે છે—

**त्यक्त्वा कर्मफलासंगं, नित्यतृप्तो निराश्रयः ।**
**कर्मण्यभिप्रवृत्तोऽपि, नैव किंचित्करोति सः ॥२०॥**

---

બળીને ખાખ થઈ ગયાં છે એવો. **पंडा** (બુદ્ધિ) **संजाता यस्य सः पंडितः, तम् पंडितं**–પંડિત **आहुः**–કહે છે. (૨૦) પદચ્છેદ—**कर्मणः फलं कर्मफलं तस्य आसंगः कर्मफलासंगः तम् कर्मफलासंगं**–કર્મના ફળની આસક્તિને. **त्यक्त्वा**–તજીને. **नित्यं तृप्तः नित्यतृप्तः**–નિરંતર તૃપ્ત. **निराश्रयः**–આશ્રયવિનાનો. **कर्मणि अभिप्रवृत्तः अपि**–કર્મમાં મચેલો છતાં. **सः किंचित् एव न करोति**–તે કાંઇ પણ કરતો નથી.

**19.** The wise call him a learned man, whose **आगामी** actions are free form the thoughts of desire, and whose **संचित** actions are ( also ) burnt, by the fire of knowledge.

પદાનિ—ત્યક્ત્વા-કર્મફલાસંગં-નિત્યતૃપ્તઃ-નિરાશ્રયઃ-
કર્મણિ-અભિપ્રવૃત્તઃ-અપિ-ન-એવ-કિંચિત્-કરોતિ-સઃ

**निराशीर्यतचित्तात्मा, त्यक्तसर्वपरिग्रहः ।**
**शारीरं केवलं कर्म, कुर्वन्नाप्नोति किल्बिषम् ॥२१॥**

પદાનિ—નિરાશીઃ-યતચિત્તાત્મા-ત્યક્તસર્વપરિગ્રહઃ-
શારીરં-કેવલં-કર્મ-કુર્વન્-ન-આપ્નોતિ-કિલ્બિષં-

**यदृच्छालाभसंतुष्टो, द्वंद्वातीतो विमत्सरः ।**
**समः सिद्धावसिद्धौ च, कृत्वापि न निबद्ध्यते ॥२२॥**

(૨૧) પદચ્છેદ—**निर्गता आशीः यस्मात् सः निराशीः**-કોઈ-પણ પ્રકારની કામના (ઇચ્છા) જેને નથી એવો પુરૂષ. **यतौ चित्तात्मानौ यस्य सः यतचित्तात्मा**-જેનું ચિત્ત તથા શરીર નિયમમાં છે એવો. **त्यक्तः सर्वे परिग्रहाः येन सः त्यक्तसर्वपरिग्रहः**-જે પુરૂષે ભોગનાં સર્વ સાધનો તજી દીધાં છે તે. **केवलं शारीरं कर्म कुर्वन्**-માત્ર શરીર સંબંધી કર્મજ કરતો એવો પુરૂષ. **न आप्नोति किल्बिषम्**-પાપને પામતો નથી. (૨૨) પદચ્છેદ—**यदृच्छया लाभः तेन संतुष्टः यदृच्छालाभसंतुष्टः**-અનાયાસે જે કાંઈ મળે તેનાથી સંતોષ માનનારો પુરૂષ. **द्वंद्वानि अतीतः द्वंद्वातीतः**-સુખદુઃખરૂપી દ્વંદ્વ અગર જોડાથી રહિત. **विगतः मत्सरः यस्य सः विमत्सरः**-વેરભાવ રહીત પુરૂષ. **च**-અને. **सिद्धौ असिद्धौ समः**-પ્રાપ્તિમાં અને અપ્રાપ્તિમાં સમાન દૃષ્ટિવાળો પુરૂષ. **कृत्वा अपि**-કર્મ કર્યાં છતાં. **न निबध्यते**-કર્મના ફળથી-પાપ પુણ્યથી બંધાતો નથી.

**20.** One–who has abandoned attachment, to the fruit of action, who is always content, and who nowhere seeks refuse, is not doing any action, though he remains engaged in actions. **21.** One–who is free from desire, who has controlled his mind and self, and who has abandoned all the greed, does not comit sin, though he performs bodily actions. **22.** Shrikrishna further says–one who is content with whatsoever, he obtains without efforts, who is free from the opposites and also free from envy, who is balanced in success and failure, is not bound by fruits of actions, though he performs actions.

**પદાનિ**—યદૃચ્છાલાભસન્તુષ્ટઃ-દ્વંદ્વાતીતઃ-વિમત્સરઃ-
સમઃ-સિદ્ધૌ-અસિદ્ધૌ-ચ-કૃત્વા-અપિ-ન-નિબધ્યતે-

અર્થ—કર્મના ફળની આસક્તિ તજીને, જે પુરૂષ સદા તૃપ્ત રહે છે; તથા જે કર્મના ફળના આશ્રયથી રહિત રહે છે; તે પુરૂષ કર્મમાં જોડાએલો દેખાય; તોપણ તે કાંઈ કર્મ કરતોજ નથી-એટલે કોઈ પણ કર્મથી તે બંધાતોજ નથી. એટલે તે સદા મુક્ત ગણાય છે. (૨૦) શ્રીકૃષ્ણ આગળ કહે છે કે-'જે પુરૂષ નિસ્પૃહ હોય છે; જે પુરૂષે ચિત્ત અને દેહાદિક ઇંદ્રિયોને, પોતાને વશ કર્યાં હોય છે; જે પુરૂષે સર્વ ભોગ સાધનોનો ત્યાગ કર્યો હોય છે; તે પુરૂષ શરીર સંબંધી કર્મ કરતો રહે; એટલે પ્રારબ્ધ કર્મ ભોગવતો રહે-તોપણ તેને પાપ પુણ્ય લાગતું નથી. (૨૧) જે કાંઇ અનાયાસે મળી આવે, તેથી જે સંતોષ રાખે; સુખ દુઃખરૂપી દ્વંદ્વથી જે પુરૂષ મુકત રહે; જે ઈર્ષ્યા રહિત છે; અને જે પુરૂષ કાર્યની સિદ્ધિમાં અને કાર્યની અસિદ્ધિમાં સમાન ચિત્તવાળો છે-એટલે-જે પુરૂષ હરખશોકથી ચલાયમાન થતો નથી; તે પુરૂષ કર્મ કરે, તોપણ-કર્મનાં ફળથી બંધાતો નથી. (૨૨)

૨૦ થી ૨૨ વિવેચન—

**नित्यतृप्तः**—સદાતૃપ્ત. લૌકિક સુખથી તૃપ્તિ થાય; પણ તે તૃપ્તિ અમુક સમય માટેજ હોય-નિત્ય માટે ન હોય. સદા તૃપ્ત કોણ હોય ?-જ્ઞાનદ્વારા જગત્ મિથ્યા સમજીને, સ્વસ્વરૂપમાં જે પુરૂષ આનંદ લેતો હોય; તે પુરૂષ. આમાંથી એવો સાર નીકળે છે કે-નિત્ય વસ્તુથી નિત્ય તૃપ્ત થવાય; અને અનિત્ય વસ્તુથી અનિત્ય તૃપ્ત થવાય. નિત્ય શું ? અને અનિત્ય શું ? તે જ્ઞાનસિદ્ધ કરી આપે.

**निराश्रयः**—એટલે 'આશ્રય રહિત.' 'આશ્રય' એટલે 'ઘર' અથવા 'અવલંબન' એમ કેટલાએક ટિકાકાર કહે છે; પણ તે ભાવ અહીં નથી. આગળ અ. ૬-૧માં કહે છે કે—'**अनाश्रितः कर्मफलं**-'કર્મના ફળનો આશ્રય ન રાખનાર.' આ અર્થ અહીં લાગુ પાડવો. વળી જે નિત્ય તૃપ્ત હોય; તેજ નિરાશ્રય હોઈ શકે.

**कर्मणि अभिप्रवृत्तः अपि**—કર્મમાં લાગ્યો રહે તોપણ. 'જે કર્મ નથી કરતો' તેને 'કર્મ નથી કરતો' કહેવું, તે સહેલું છે; પણ જે આખી દુનિયાનો ભાર લઇને ફરે છે; તેને-'તે કર્મ કરતો નથી,' એમ કહેવું, એ વિચિત્ર વાત છે. ગી. અ. ૫ ના ૮-૯ શ્લોકો, **नैव किंचित् करोमि इति**' વિગેરે વચનો આ વિચિત્રતાને ટેકો આપે છે. જીજ્ઞાસુઓએ આ વિચિત્રતા સમજવા જેવી છે.

**यतचित्तात्मा**—જેણે મનને અને દેહને વશ કર્યાં છે તે. શ્રી શંકરાનંદ સ્વામી આ શબ્દનો એવો અર્થ કરે છે કે—**यतं संस्थापितं चित्तं आत्मनि एव येन।**

**आशीः** એટલે કર્મના ફળની આશા રાખનાર. **निराशीः** એટલે કર્મના ફળની આશા નહીં રાખનાર.

**त्यक्तसर्वपरिग्रहः**—આ લોકના અને પરલોકના ભોગોનો અનાયાસે લાભ થાય; તોપણ તેનો ત્યાગ જેણે કર્યો છે તે પુરૂષ. ૨૧મો શ્લોક સન્યાસીઓને ઉદ્દેશીને કહ્યો હોય, એમ જણાય છે, ત્યાગીઓની બાબતમાં શાસ્ત્ર એમ કહે છે કે—

**कौपीनयुगलं वासः, कंथां शीतनिवारिणीम्।**
**पादुके चाऽपि गृह्णीयात्, कुर्यान्नान्यस्य संग्रहम् ॥**

**शारीरं केवलं कर्म**—શરીરથી જે કર્મ કરાય તે શારીર કર્મ અથવા શરીરની રક્ષા માટે જે કર્મ કરાય, તે શારીરકર્મ. આગળ પાંચમા અ. ના ૧૧ મા શ્લોકમાં '**कायेन मनसा बुद्ध्या, केवलैरिंद्रियैरपि ॥**' વિગેરે શબ્દોથી કહે છે કે—કર્મયોગી પુરૂષ કાયાથી, મનથી, બુદ્ધિથી અને ઇંદ્રિયોથી પણ જે જે કર્મો કરે છે; તે ફળાસક્તિ તજીને, કેવળ અંતઃકરણની શુદ્ધિ માટે કરે છે. (૧૧) તે પ્રમાણે આ શ્લોકમાં **शारीरं कर्म** એટલે-'શરીર પોષણ માટે ભીક્ષા માગી લાવવી, સ્નાન કરવું, વિગેરે શરીર રક્ષાનાં કર્મ કરવાં; એટલોજ અર્થ નથી; પણ અ. ૫-૧૧ માં જણાવ્યા પ્રમાણે છે.'

**विमत्सरः-मत्सर** એટલે ઇર્ષ્યા, દ્વેષ. આ સંસારમાં ઇર્ષ્યા જેવી રંજાડ કરે છે; તેવી રંજાડ ભયંકર રોગ પણ કરી શકતો નથી. કાગડાને કાંઇ ખાવાનું મળે; તો તે 'કા'-'કા' કરીને સૌને ભેળા કરીને ખાય છે; અને ઉચ્ચકોટિનાં મનુષ્યોને કાંઇ લાભ થાય; તો એક બીજાની ઇર્ષ્યા કરીને પાયમાલ થાય છે. કેટલાએક માણસો 'ઇર્ષ્યા' નો અર્થ 'સ્પર્ધા' કરે

છે; પણ ઇર્ષ્યા જગતને પાયમાલ કરે છે; અને સ્પર્ધા ઉન્નતિનાં દ્વાર ખુલ્લી આપે છે. ઇર્ષ્યામાં મલીનભાવ છે.

**कृत्वाऽपि न निबध्यते**—'કર્મ' કરવા છતાં તેને કર્મનું બંધન થતું નથી.' પાછળ **यज्ञार्थात् कर्मणोऽन्यत्र** વિગેરે શબ્દોથી (અ. ૩-૯ માં) મીમાંસકો કહે છે કે—'યજ્ઞો માટે જે કર્મ કરવામાં આવે છે; તે કર્મ સિવાયનાં તમામ કર્મો, આ લોકને બંધનરૂપ છે.' એટલે મીમાંસકો સ્વર્ગનાં સુખને પરમસાધ્ય માને છે; અને તેમની દૃષ્ટિએ સ્વર્ગનાં સુખ પ્રાપ્ત કરી આપનારાં કર્મો, બંધનરૂપ ગણાતાં નથી. આ શ્લોકની બીજી લીટીમાં **तदर्थं कर्म कौंतेय, मुक्तसंगः समाचर**' કહીને, શ્રીકૃષ્ણે સૂચવ્યું કે—'યજ્ઞ માટે જે કર્મ કરો; તે કર્મ પણ જો—તે કર્મનાં ફળ તજીને કરવામાં આવે; તો તે કર્મ સ્વર્ગપ્રદ ન થતાં, મોક્ષ-પ્રદ થાય.' અગ્નિમાં આહુતિ આપતી વેળાએ છેવટે—'**इदं न मम**'—(એ મારૂં નથી) એવા શબ્દ બોલાય છે. યજ્ઞક્રિયામાં નિર્મમત્વપણાનો—અનાસક્તપણાનો—આ પડછંદો છે. આ પ્રમાણે બ્રહ્માર્પણપૂર્વક આયુષ્યનો સઘળો વ્યવહાર કરવો; તે એક ઉત્તમ જાતનો યજ્ઞ અગર હોમ છે; આ યજ્ઞથી સર્વદેવના દેવ, પરમાત્મા રીઝે છે.

યદૃચ્છાથી—એટલે અનાયાસે માગ્યા વિના અગર કલ્પ્યાવિના અથવા પ્રારબ્ધાનુસાર.

દ્વંદ્વ—જોડકું. હું અને તું, એ અને આ, ઇષ્ટ અને અનિષ્ટ, શુદ્ધ અને અશુદ્ધ, વિગેરે પરસ્પર વિરોધી અર્થ બતાવનારાં જે જોડકાં—તે દ્વંદ્વ કહેવાય છે. તે દ્વંદ્વથી જે વિહ્વળ ન થાય—ગભરાય નહીં; તે દ્વંદ્વાતીત કહેવાય છે.

હવે આ ચાલુ વિષયનો ઉપસંહાર કરે છે—

**गतसंगस्य मुक्तस्य, ज्ञानावस्थितचेतसः ।**
**यज्ञायाचरतः कर्म, समग्रं प्रविलीयते ॥२३॥**

**પદાનિ**—ગતસંગસ્ય—મુક્તસ્ય—જ્ઞાનાવસ્થિતચેતસઃ—યજ્ઞાય—આચરતઃ—કર્મ—સમગ્રં—પ્રવિલીયતે—

(૨૩) પદચ્છેદઃ—**गतः संगः यस्य सः गतसंगः—तस्य**—સંગરહિત પુરૂષનું. **मुक्तस्य**—મુક્ત પુરૂષનું. **ज्ञाने अवस्थितं चेतः यस्य सः ज्ञानावस्थितचेताः तस्य ज्ञानावस्थितचेतसः**—જેઓનું ચિત્ત જ્ઞાનમાં સ્થિર થઇ ગયું છે એવા પુરૂષનું (કર્મ). **यज्ञाय आचरतः कर्म**—યજ્ઞ માટે આચરણ કરનાર પુરૂષનું કર્મ. **समग्रं प्रविलीयते**—સમગ્રપણે નાશ પામે છે.

**અર્થ—જે પુરૂષ સ્વર્ગાદિ ફલોની આસક્તિથી રહિત હોય છે; જે પુરૂષ કર્તા ભોક્તાની ભ્રાંતિથી (પણ) રહિત હોય છે; તથા જેનું ચિત્ત જ્ઞાનમાં સુસ્થિર હોય છે, એવો પુરૂષ કદિ યજ્ઞ કર્મ કરે, તો તે યજ્ઞકર્મ ફળ સહિત-સંપૂર્ણ રીતે-(બ્રહ્મમાં) લય પામે છે, [૨૩]**

૨૩ વિવેચન—

**यज्ञाय आचरतः कर्म**—યજ્ઞ માટે આરંભ કરનાર પુરૂષનું કર્મ. કર્મકાંડીઓની દૃષ્ટિએ સ્વર્ગદાદિ સુખ આપનારાં યજ્ઞાદિકર્મ, બંધન કર્તા નથીઃ પણ ગીતાની દૃષ્ટિ સ્વર્ગથી આગળ છે. એટલે ગીતા સ્વર્ગાદિ સુખ માટે કરેલાં યજ્ઞાદિ કર્મોને બંધન કર્તા ગણે છે. આવું બંધન કર્તા કર્મ, 'ગતસંગસ્ય' 'મૂક્તસ્ય' અને 'જ્ઞાનાવસ્થિતચેતસ.' આસક્તિ રહિત, દ્વેષાદિકથીમુક્ત, અથવા કર્તૃત્વભોક્તૃત્વના અભિમાનરહિત, અને સામ્યબુદ્ધિરૂપ જ્ઞાનમાં સ્થિર ચિત્તવાળા પુરૂષે જો તે કર્યું હોય; તો તે કર્મ ફળસંહિત લય પામે છે-ઓગળી જાય છે.

**तद्यथेषीकातूलमग्नौ प्रोतं प्रदूयेतैवंहास्य सर्वे पाप्मानः प्रदूयंते इति ॥** શ્રુતિ ॥ જેમ પ્રજ્વલીત અગ્નિમાં પ્રાપ્ત થએલો 'ઈષીકાતૂલ' (ખડનું તરખલું) નાશ પામે છે; તેમ બ્રહ્મવેત્તા વિદ્વાન્ પુરૂષમાં પ્રાપ્ત થએલાં પુણ્યપાપ રૂપી કર્મો, જ્ઞાનાગ્નિથી નાશ પામે છે. યજ્ઞ સંબંધી વિશેષ વાત કરીએ. સાંભળો—

યજ્ઞ—યજ્ઞ સંબંધી ત્રીજા અધ્યાયમાં જે વર્ણન છે; તે વર્ણન, આ અધ્યાયના યજ્ઞ સંબંધી વર્ણનથી જૂદું છે. ત્રીજા અધ્યાયમાં શ્રૌતસ્માર્ત અનાદિ દ્રવ્ય યજ્ઞચક્ર-**एवं प्रवर्तितं चक्रं, नानुवर्तयतीह यः। अघायुरिंद्रियारामो, मोघं पार्थ स जीवति** (અ. ૩. ૧૬)-ચાલુ રાખવા માટે, શ્રીકૃષ્ણનો ઉપદેશ છે. આ ૪ થા અધ્યાયમાં તેથી આગળ વધીને શ્રીકૃષ્ણ કહે છે કે-'યજ્ઞ કરવો' એટલે 'કેવળ દેવતાને ઉદ્દેશીને અગ્નિમાં તલ, ચોખા, ઘી અગર પશુનો હોમ કરવો; એટલે ચાતુવર્ણ્યનાં કર્મો સ્વધર્મ પ્રમાણે કામ્ય બુદ્ધિથી કરવાં'-એટલોજ સંકુચિત અર્થ નથી; પણ અગ્નિમાં આહુતિ આપતી વેળાએ-છેવટે-'**इदं न मम**' એમ જે બોલાય છે; તેનું

---

23. If a man who is free from the attachment to fruits of actions, and thus who is liberated, and also whose mind is firmly established in knowledge, does any action for sacrifice, his action, with fruit, is entirely dissolved.

યથાર્થ પાલન કરવું, તે આ યજ્ઞ છે. મમત્વબુદ્ધિને તજી દઈ ને, બ્રહ્માર્પણ પૂર્વક આયુષ્યનો સર્વ વ્યવહાર કરવો; તે પણ એક મોટો યજ્ઞ અગર મોટો હોમ છે. આખું બ્રહ્માંડ એક યજ્ઞ છે; તેમ પિંડ પણ એક યજ્ઞ છે. બ્રહ્માંડ અને પિંડ પરત્વે કરાતાં કર્મ માત્ર યજ્ઞ રૂપ છે. કર્મના ફળમાં આસક્તિ તજીને, જે કર્મ કરવામાં આવે; તે નિર્બાધ કર્મ છે. આ માન્યતાને હવે પછીનો ૨૪ મો શ્લોક વધારે સ્પષ્ટ કરશે. **अपाने जुहृवति प्राणं** (અ.૪-૨૯) વિગેરે શબ્દોથી કહે છે કે-'પ્રાણાયામાદિ ક્રિયાઓથી યોગાભ્યાસ થાય; તે પણ એક પ્રકારનો યજ્ઞ છે.' **अपरे नियताहाराः** (અ. ૪-૩૦) વિગેરે શબ્દોથી કહે છે કે-'અહારને નિયમીત કરીને પ્રાણમાં પ્રાણ હોમે છે; તે પણ એક પ્રકારનો ઉત્તમ યજ્ઞ છે.' આ અધ્યાયના ૩૩ મા શ્લોકમાં યજ્ઞ સંબંધી ઉપસંહાર કરતાં શ્રીકૃષ્ણ કહેશે કે-'જ્ઞાન યજ્ઞજ સર્વથી શ્રેષ્ઠ છે.'

**ज्ञानावस्थितचेतसः**—'તત્ત્વમસિ,' 'અહંબ્રહ્માસ્મિ' વિગેરે મહાવાક્યોથી ઉત્પન્ન થતા નિર્વિકલ્પરૂપ જીવબ્રહ્મના અભેદજ્ઞાનમાં, જેને નિષ્ઠા છે તે પુરૂષ. જ્ઞાન એટલે 'સર્વત્ર બ્રહ્મદર્શન'-તેમાંજ જેનું ચિત્ત સ્થિર થયું છે તે પુરૂષ.

**नाभुक्तं क्षीयते कर्म कल्पकोटिशतैरपि**-ભોગવ્યાવિના કર્મના ફળનો નાશ થતો નથી; એમ સ્મૃતિ કહે છે; તો પણ બ્રહ્મબુદ્ધિથી કરાએલું કર્મ જૂદા પ્રકારનું છે એમ હવે કહે છે—

**ब्रह्मार्पणं ब्रह्म हविर्-ब्रह्माग्नौ ब्रह्मणा हुतम् ।**
**ब्रह्मैव तेन गंतव्यं, ब्रह्मकर्मसमाधिना ॥२४॥**

**પદાનિ**—બ્રહ્મ-અર્પણં-બ્રહ્મ-હવિઃ-બ્રહ્માગ્નૌ-બ્રહ્મણા-હુતમ્
બ્રહ્મ-એવ-તેન-ગંતવ્યં-બ્રહ્મ-કર્મસમાધિના-

---

(૨૪) પદચ્છેદઃ—**ब्रह्म अर्पणं**-અર્પણ કરવાની જે ક્રિયા છે તે બ્રહ્મ (છે.) **ब्रह्म हविः**-ઘી વિગેરે હોમવાના પદાર્થો છે તે પણ બ્રહ્મ (છે.) **ब्रह्म एव अग्नौ**-બ્રહ્મરૂપ અગ્નિમાં **ब्रह्मणा हुतम्**-બ્રહ્મરૂપ કર્તા અગર યજમાનથી હોમાયેલું છે. **ब्रह्मकर्मसमाधिना**-[**ब्रह्म एव कर्म, तस्मिन् समाधिः यस्य सः, तेन**)-બ્રહ્મ કર્મરૂપ સમાધીથી, અથવા બ્રહ્મમય બુદ્ધિ કરવાના તે ફળ વડે. **ब्रह्म एव गंतव्यं**-બ્રહ્મજ પ્રાપ્ત કરવા લાયક છે.

24. Shri Krishna adds further–Eternal is the oblation, Eternal is the thing offered to Eternal fire, by the Eternal sacrificer. One–who–in his actions–meditates wholly upon the Eternal, goes into the Eternal.

અર્થ—અર્પણ એ બ્રહ્મ છે. હોમવાનાં ઘી આદિ પદાર્થો બ્રહ્મરૂપ છે. બ્રહ્મરૂપ અગ્નિમાં, બ્રહ્મરૂપ યજ્ઞકર્તાએ, જે હોમ્યું તે પણ બ્રહ્મરૂપજ છે. તે કર્મમાં બ્રહ્મરૂપ થએલી બુદ્ધિથી પ્રાપ્ત કરવાનું જે સ્થાન, તે પણ–બ્રહ્મરૂપ છે. (૨૪)

૨૪ વિવેચન—

અર્પણ સંબંધી વાત કરીએ–**अर्प्यते अनेन तत् अर्पणम् । अर्प्यते अस्मै तत् अर्पणं । अर्प्यते अस्मिन् तत् अर्पणं ।** તે તમામનો ભાવ એવો છે કે–'અર્પણ' એટલે પોતાનું મટાડીને બીજાનું કરવું તે. એટલે કોઇને માન, સંતોષ અને નિષ્કામ બુદ્ધિ વડે આપવું, તે 'અર્પણ.' આ શ્લોકમાં બ્રહ્મભાવની વાત છે; તેથી હવન કર્તા હું, અને હવનનો ભોકતા કોઇ બીજો; એવો ભિન્નભાવ હોતો નથી. હોમનાં દ્રવ્યો અને મંત્રો પણ બ્રહ્મરૂપ છે. યજ્ઞાદિ ક્રિયાના પાંચ કારક છે. તેનાં નામ–કર્તા કર્મ, કરણ, સંપ્રદાન અને અધિષ્ઠાન. તે તમામ બ્રહ્મદષ્ટિએ બ્રહ્મરૂપ બને છે. જ્યાં તર્ક વિતર્ક શમી ગયા હોય; જ્યાં સત્ત્વગુણનાં અજવાળાં દરેક વૃત્તિમાં ઉભરાતાં હોય; જ્યાં જ્ઞાને અને વૈરાગ્યે વાણીને અને કર્મને વિવેકથી શણગાર્યાં હોય; ત્યાં–તે મનની સ્થીતિ થાય; ત્યાં બ્રહ્માકારવૃત્તિની પધરામણી થાય. વૃત્તિ ધનાકાર થાય; ધંધાકાર થાય; સ્ત્રિયાકાર થાય; પુત્રાકાર થાય; વિષયાકાર થાય; પણ બ્રહ્માકાર થાય નહીં. ગુરૂ–આકાર અગર મુર્તિ–આકાર પણ જે વૃત્તિ ન થાય; તે વૃત્તિ કદિ બ્રહ્માકાર થાય નહીં. **ब्रह्मविद् ब्रह्मैव भवति**–ગુરૂદ્વારા જે બ્રહ્મને જાણે; તે પુરૂષ બ્રહ્મરૂપ થાય છે' એમ શ્રુતિ કહે છે.

**ब्रह्मकर्मसमाधिना ब्रह्म एव तेन गंतव्यं**–સમાધિ એટલે એકાગ્રતા–તલ્લિનતા. બ્રહ્મકર્મમાં એકાગ્રતા સાધવાથી, જે પહોંચવા લાયક છે, તે બ્રહ્મજ છે. સમાધિનો અર્થ 'બ્રહ્મજ્ઞાન' પણ થાય છે. વાર્તિક ગ્રન્થના કર્તા સુરેશ્વરાચાર્ય કહે છે કે–**कारकव्यवहारे हि शुद्धं वस्तु न वीक्ष्यते, शुद्धे वस्तुनि सिद्धे च, कारकव्यापृतिः कुतः ॥** કર્તા કર્માદિ દ્વૈતભાવના વ્યવહારમાં, આત્મરૂપ શુદ્ધ વસ્તુ દેખવામાં આવતી નથી. (એટલે સ્વર્ગની ઇચ્છાથી જે પુરૂષ કર્મ કરે છે; તે પુરૂષ સ્વર્ગને જ દેખે છે–બ્રહ્મને દેખતો નથી.) શુદ્ધ વસ્તુ (આત્મવસ્તુ) નો સાક્ષાત્કાર થઈ જાય; તો પછી–કર્તાકર્માદિ દ્વૈતભાવના વ્યવહારની જરૂર શી ? એટલે–જરૂર નજ રહે.

હવે યજ્ઞના પ્રકાર બતાવીને બ્રહ્મયજ્ઞની શ્રેષ્ટતા જણાવે છે—

**दैवमेवापरे यज्ञं, योगिनः पर्युपासते ।**
**ब्रह्माग्नावपरे यज्ञं, यज्ञेनैवोपजुह्वति ॥२५॥**

**પદાનિ—દૈવં-એવ-અપરે-યજ્ઞં-યોગિનઃ-પર્યુપાસતે-**
**બ્રહ્માગ્નૌ-અપરે-યજ્ઞં-યજ્ઞેન-એવ-ઉપજુહ્વતિ-**

**અર્થ**—કેટલાએક કર્મયોગીઓ (ઇંદ્રાદિદેવોને પ્રસન્ન કરવા માટે) દેવયજ્ઞો કર્યા કરે છે; અને બીજા કેટલાએક ( તત્ત્વવિદ્ પુરૂષો જ્ઞાનરૂપી ) યજ્ઞવડે, (પ્રત્યક્ આત્મારૂપી) યજ્ઞને-હવિષ્‌ને-બ્રહ્મરૂપ અગ્નિમાંજ હોમે છે. (૨૫)

૨૫ વિવેચન—

'**दैवं यज्ञं**' એટલે કામનાવાળો દેવયજ્ઞ. આ શ્લોકની બીજી લીટી-**यज्ञं यज्ञेन एव उपजुह्वति**, ઋગ્વેદના ૧૦-૯૦-૧૬ '**यज्ञेन यज्ञमयजंत देवाः**" ઇત્યાદિ શબ્દોને મળતા છે. સૃષ્ટિના આરંભકાળમાં થએલા યજ્ઞમાં, વિરાટ્રૂપી પશુનો હવન કર્યો; અને દેવોનું યજન કર્યું. તે પશુ અને દેવ બ્રહ્મરૂપજ હોવાં જોઈએ. ' સૃષ્ટિના સર્વ પદાર્થોમાં, બ્રહ્મ છલોછલ ભરેલું હોવાથી, નિરિચ્છા બુદ્ધિવડે સર્વવ્યવહાર કરનાર બ્રહ્મજ, હમેશાં બ્રહ્મનું યજન કરે છે; ' એવું પાછળ ૨૪ મા શ્લોકમાં કહ્યું, તે બ્રહ્મદૃષ્ટિએ ખરૂં છે. આ શ્લોકની બીજી લીટીથી બ્રહ્મયજ્ઞનું વર્ણન શરૂ થાય છે.

પ્રાણ, ઇંદ્રિયો અને સંયમ વિગેરે અગ્નિમાં વિષયોને હોમીને જ્ઞાનનો પ્રકાશ કરવો, એમ હવે કહે છે—

**श्रोत्रादीनीन्द्रियाण्यन्ये, संयमाग्निषु जुह्वति ।**
**शब्दादीन् विषयानन्य, इंद्रियाग्निषु जुह्वति ॥२६॥**

---

(૨૫) પદચ્છેદઃ—**अपरे योगिनः**-બીજા યોગીઓ. **दैवम् यज्ञम् एव**-દેવ યજ્ઞનેજ. **पर्युपासते**-સદા કર્યા કરે છે. **अपरे**-બીજાઓ. **ब्रह्माग्नौ**-બ્રહ્મરૂપી અગ્નિમાં. **यज्ञेन**-જ્ઞાનરૂપ યજ્ઞવડે. **यज्ञम्**-યજ્ઞરૂપ કર્મના ફળને. **उपजुह्वति**-હોમે છે.

25. Some yogies offer sacrifice to gods, and others, sacrifice his own self, into the fire of the Eternal.

**પદાનિ**-શ્રોત્રાદીનિ-ઈન્દ્રિયાણિ-અન્યે-સંયમાગ્નિષુ-જુહ્વતિ-
શબ્દાદીન્-વિષયાન્-અન્યે-ઇન્દ્રિયાગ્નિષુ-જુહ્વતિ-

**सर्वाणीन्द्रियकर्माणि, प्राणकर्माणि चापरे ।**
**आत्मसंयमयोगाग्नौ, जुह्वति ज्ञानदीपिते ॥२७ ॥**

**પદાનિ**-સર્વાણિ-ઈન્દ્રિયકર્માણિ-પ્રાણકર્માણિ-ચ-અપરે-
આત્મસંયમયોગાગ્નૌ-જુહ્વતિ-જ્ઞાનદીપિતે

અર્થ—કોઈ કાન આદિ ઇંદ્રિયોને સંયમરૂપી અગ્નિમાં હોમે છે; અને બીજા કેટલાએક શબ્દાદિ વિષયોને, કાન આદિ ઇંદ્રિયોરૂપી અગ્નિમાં હોમે છે. (૨૬) વળી કેટલાએક પુરૂષો (તો) સર્વ ઇંદ્રિયોનાં કર્મોને, અને પ્રાણનાં કર્મોને, જ્ઞાનવડે પ્રદીપ્ત થએલા-આત્મસંયમરૂપી યોગાગ્નિમાં હોમે છે. (૨૭)

---

(૨૬) પદચ્છેદ:—**अन्ये**-બીજાઓ. **संयमाग्निषु**-સંયમ એટલે ધારણા, ધ્યાન અને સમાધિરૂપ અગ્નિમાં. **श्रोत्रादीनींद्रियाणि जुहुवति**-કાન વિગેરે ઇંદ્રિયોના વિષયાદિ સુખોને હોમે છે. **अन्ये**-બીજા પુરૂષો. **इंद्रियाग्निषु**-ઇંદ્રિયોરૂપી અગ્નિઓમાં. ( **शब्दः आदिः येषाम् तान** ) **शब्दादीन विषयान्**-શબ્દ, સ્પર્શ, રૂપ, રસ તથા ગંધ નામના વિષયોને **जुहूवति**-હોમે છે. ( અગ્નિશબ્દ દાહકત્વ સૂચવે છે ).

(૨૭) પદચ્છેદ—**अपरे**-બીજાઓ. **सर्वाणि इंद्रियकर्माणि**-ઇંદ્રિયો સંબંધી સર્વ કર્મોને **च**-અને. **प्राणकर्माणि**-પ્રાણસંબંધી સર્વ કર્મોને. ( **आत्मनः संयमः आत्मसंयमः, आत्मसंयमः एव योगः आत्मसंयमयोगः, तस्य अग्नौ आत्मसंयमयोगाग्नौ** ) ( **ज्ञानेन दीपितः, तस्मिन्** ) **ज्ञानदीपिते आत्मसंयमयोगाग्नौ**-જ્ઞાનથી પ્રગટેલા આત્મસંયમરૂપી યોગાગ્નિમાં. **जुहूवति** હોમે છે.

**26.** Some Yogies offer, as sacrifice, his hearing and other senses into the fire of restraint; while others do sound and other objects of senses into the fire of senses. **27.** Other Yogies offer as sacrifice, his all actions of his senses and actions of his breath, into the wisdom-kindled fire of union attaended by self control.

૨૬-૨૭ વિવેચન—

ત્રણ પ્રકારનો જ્ઞાન યજ્ઞ બતાવ્યો—૧ ઇંદ્રિયોનો નિગ્રહ કરવો તે, એટલે તેમને યોગ્યમર્યાદામાં પોતપોતાનો વ્યવહાર કરવા દેવો તે. ૨ શબ્દાદિ વિષયોને ઇંદ્રિયોમાં હોમી દેવા, એટલે સમુળગા છોડી દેવા તે. ૩ ઈંદ્રિયોનોજ નહીં, પણ સાથે પ્રાણનો નિગ્રહ કરીને, એટલે ઈંદ્રિયોને અને પ્રાણને આત્મસંયમરૂપી અગ્નિમાં હોમી દેવા તે. નૈષ્ઠિક બ્રહ્મચારી જન્મપર્યંત ઇંદ્રિયોના નિગ્રહરૂપ યજ્ઞ કરે છે. પ્રત્યાહારપરાયણ યોગીઓ, પોતાની જ્ઞાનેંન્દ્રિયોને, તેના વિષયોથી સમેટી લઇને, સંયમ કરે છે. સંયમ એટલે **त्रयमेकत्रसंयमः**—ધારણા, ધ્યાન, અને સમાધિ. હૃદયકમળમાં મનનું લાંબા વખત સુધી સ્થાપન કરવું, તે ધારણા. આ એકરૂપે ધરી રાખેલા ચિત્તને, ભગવદાકારવૃત્તિના પ્રવાહવાળું કરી દેવું, તે ધ્યાન. આ ધ્યાન જ્યારે વિજાતી વૃત્તિ વિનાનું થઇને, સજાતીય વૃત્તિવાળુંજ થઇ જાય; ત્યારે સમાધિ કહેવાય છે. સમાધિ બે પ્રકારની છે-સંપ્રજ્ઞાત અને અસંપ્રજ્ઞાત.

પાતંજલયોગદર્શન વાંચી લેવાની કેટલી જરૂર છે? તે આપ પોતે વિચારો. એકલા ૨૬મા શ્લોકમાંજ યોગની અનેક વાત કરી. નિર્ધન હો; તોપણ સાધનપાદનું પ્રથમ પ્રકરણ મંગાવીને વાંચો. યજ્ઞનો જે દ્રવ્યયજ્ઞ છે, તે યજ્ઞનું સ્થૂલ સ્વરૂપ છે. તપ, સન્યાસ, સમાધિ, પ્રાણાયામ વિગેરે ભગવદ્‌ પ્રાપ્તિનાં સાધનોથી યજ્ઞ કરવો; તે યજ્ઞનું સૂક્ષ્મસ્વરૂપ અથવા વ્યાપક સ્વરૂપ છે. યજ્ઞનાં આવાં બે સ્વરૂપ, ભગવદ્‌ગીતામાંજ બતાવ્યાં છે; એમ નહીં; પણ મનુના ચોથા અધ્યાયમાં, વર્ણાશ્રમના વર્ણનમાં-'ઋષિયજ્ઞ, દેવયજ્ઞ, ભૂતયજ્ઞ, મનુષ્યયજ્ઞ અને પિતૃયજ્ઞ-પાંચ યજ્ઞો ગૃહસ્થે કરવા, એમ કહીને, મનુ આગળ બોલ્યા છે કે—'કેટલાએક ઇંદ્રિયોમાં વાણીનો અથવા વાણીમાં પ્રાણનો હોમ કરીને, અગર જ્ઞાનયજ્ઞથી ઇશ્વરનું યજન કરે છે. (મનુ અ. ૪. ૨૧-૨૪). આધ્યાત્મિક જ્ઞાનનો વિસ્તાર થાય; ત્યારે જ્ઞાનયજ્ઞની વ્યાપકતા વધે.

શબ્દાદિ વિષયોને ઈંદ્રિયોરૂપી અગ્નિમાં હોમવાની જે વાત છે; તે સમાધિ સિવાયના સમયનો વ્યવહાર છે. સમાધિ સિવાયના સમયમાં, શાસ્ત્રે આજ્ઞા કરેલા સત્કર્મોમાં ઇંદ્રિયોને જોડવી; પણ તેમને વિષય લોલુપ કરવી નહીં; એ ભાવ છે. પાતંજલયોગમાં ઘણું જાણવા જેવું છે; પણ તે સંબંધી અહીં વિશેષ કહેવું, તે 'ભેંશ આગળ ભાગવત' જેવું છે. યુરોપ અમેરિકાના કુશળ વિજ્ઞાનશાસ્ત્રીઓ પાસે, સામવેદના મંત્રો ગાવા જેવું છે. કાનને જરા ઠીક લાગે; બાકી કાંઇ સમજાય નહીં. 'ઇંદ્રિયકર્માણિ' એટલે

પાંચ જ્ઞાનેંદ્રિય અને પાંચ કર્મેંદ્રિય તથા મન અને બુદ્ધિ અને તે દરેકના વ્યાપાર. 'સર્વાણિઈંદ્રિયકર્માણિ' એટલે ઇંદ્રિયોના સ્થૂલરૂપ કર્મો અને સૂક્ષ્મરૂપ કર્મો.

પ્રાણકર્માણિ—પ્રાણ, અપાન, વ્યાન, ઉદાન અને સમાન એમ પાંચ પ્રાણો અને તે દરેકના કામકાજ.

પાંચ જ્ઞાનેદ્રિયો; પાંચ કર્મેંદ્રિયો, પાંચ પ્રાણ, મન અને બુદ્ધિ—આ ૧૭ તત્ત્વનું લિંગ શરીર. (વિશેષ ખુલાસા માટે સાધનપાદ અવશ્ય વાંચવો.)

આત્મસંયમ યોગાગ્નિ વેદાંતનાં તત્ત્વમસિ આદિ મહા વાક્યોના અપરોક્ષ જ્ઞાનવડે પ્રગટે છે.

૨૫–૨૬–૨૭ ત્રણ શ્લોકોમાં પાંચ પ્રકારના યજ્ઞોની વાત કરી. હવે ૨૮ માં શ્લોકમાં બીજા ૫ પ્રકારના યજ્ઞોની વાત કરે છે—

**द्रव्ययज्ञास्तपोयज्ञा, योगयज्ञास्तथापरे ।**

**स्वाध्यायज्ञानयज्ञाश्च, यतयः संशितव्रताः ॥२८॥**

**પદાનિ**—દ્રવ્યજ્ઞાઃ–તપોયજ્ઞાઃ–યોગયજ્ઞાઃ–તથા–અપરે.

સ્વાધ્યાયજ્ઞાનયજ્ઞાઃ–ચ–યતયઃ–સંશિતવ્રતાઃ--

અર્થ—કેટલાએક પુરૂષો દ્રવ્યયજ્ઞ કરે છે; કેટલાએક યત્નશીલ પુરૂષો તપરૂપી યજ્ઞ કરે છે, કેટલાએક અષ્ટાંગ યોગરૂપી યજ્ઞ કરે છે, કેટલાએક વેદાભ્યાસરૂપી અને કેટલાએક જ્ઞાનરૂપી યજ્ઞ કરે છે. (૨૮)

૨૮ વિવેચન—

૧ 'પૂર્ત' અને 'દત્ત' નામનું સ્માર્ત કર્મ દ્રવ્યયજ્ઞ કહેવાય છે.

**वापीकूपतडागादि, देवतायतनानि च ।**

**अन्नप्रदानमारामः, पूर्त्तमित्यभिधीयते ॥**

---

(૨૮) પદચ્છેદઃ—**अपरे**–કેટલાએક **द्रव्ययज्ञाः**–શાસ્ત્રમાં કહ્યા પ્રમાણે દ્રવ્યથી થતા યજ્ઞ કરનારા પુરૂષો. [**संशित्तं व्रतं येषाम् ते संशितव्रताः**] **संशितव्रताः यतयः**–દ્રઢવ્રત વાળા યોગી પુરૂષો. **तपोयज्ञाः**–તપરૂપી યજ્ઞ કરનારા પુરૂષો. **तथा**–તથા. **योगयज्ञाः**–યોગરૂપી યજ્ઞ કરનારા. **च**–અને. **स्वाध्यायश्च ज्ञानं च स्वाध्यायज्ञाने, स्वाध्यायज्ञाने एव यज्ञो येषाम् ते-स्वाध्यायज्ञानयज्ञाः**–વેદાભ્યાસરૂપી તથા જ્ઞાનરૂપી યજ્ઞ કરનારા છે.

28. Some Yogics perform sacrifice caused by wealth, other concentrated and of effectual vows perform sacrifice of austerity, sacrifice of Yoga, sacrifiee of study and wisdom.

વાવ, કુવા, ધર્મશાળા, દેવમંદિરો, હૉસ્પીટલો, અન્નક્ષેત્રો, વિદ્યાર્થી-ભવનો વિગેરે બંધાવી દઈને દ્રવ્યનો ત્યાગ કરવો, તે 'પૂર્ત' કહેવાય છે.

**शरणागतसंत्राणं, भूतानां चाप्यहिंसनम् ।**
**बहिर्वेदि च यद्दानं, दत्तमित्यभिधीयते ॥**

શરણાગતની રક્ષા કરવી, ભૂત પ્રાણીઓની અહિંસા, વેદની બહાર દાન આપવું, એ તમામ દત્તકર્મ કહેવાય છે.

૨ કૃચ્છ્રચાંદ્રાયણાદિ રુપે તપયજ્ઞ છે. ૩ ચિત્તવૃત્તિના નિરોધરૂપ જે અષ્ટાંગ યોગ–તેનું અનુષ્ઠાન થાય; તે યોગયજ્ઞ છે. યમ, નિયમ, આસન, પ્રાણાયામ, પ્રત્યાહાર, ધારણા, ધ્યાન અને સમાધિ–તે યોગનાં આઠ અંગ. અહિંસા, સત્ય, અસ્તેય બ્રહ્મચર્ય અને અપરિગ્રહ એ પાંચ યમો છે. શૌચ, સંતોષ. તપ, સ્વાધ્યાય, ઇશ્વર–પ્રાણિધાન–એ પાંચ નિયમો છે. આસન ૮૪ છે. **अपाने जुह्वति प्राणं** એ શબ્દો વડે પ્રાણાયામનું સૂચન કર્યું છે. **श्रोत्रादीनिंद्रियाण्यन्ये** એમ પાછળ કહ્યું છે, તે પ્રત્યાહારનું સ્વરૂપ છે. **आत्मसंयमयोगाग्नौ** એ વચન વડે, ધારણા ધ્યાન અને સમાધિનો ઇસારો કર્યો છે. (વિશેષ ખુલાસા પાતંજલયોગદર્શન કરી શકે.)

૪ પ્રણવનો જપ–અથવા સત્શાસ્ત્રનો અભ્યાસ કરવો, તે સ્વાધ્યાય યજ્ઞ કહેવાય છે. (૫) શ્રીવેદની પારાયણ, શ્રીમદ્‌ભાગવતની પારાયણ વિગેરે સમારંભ કરીને, અગર કરાવીને, જ્ઞાનની ચર્ચાઓ કરવી અગર કરાવવી, તે જ્ઞાનયજ્ઞ. જેમનાં અહિંસાદિવ્રત સારી રીતે દઢ થયાં હોય; તે પુરૂષ સંશિતવ્રત કહેવાય છે. 'સંશિતવ્રતાઃ યતયઃ–' દઢવ્રતવાળા યતિઓ. તીવ્રવ્રતોનાં આચરણ-થી, ક્રોધાદિ દોષો કે જે, નરકદ્વાર જેવા છે; તેમની નિવૃત્તિ થાય છે. 'આવાં વ્રત પાળવાં, તે પણ યજ્ઞ છે.' એમ કેટલાએક માને છે.

સંશીતવ્રત–આજકાલ ઠેકાણે ઠેકાણે ગીતા પાઠશાળા. બડા બડા પંડિત ઉપદેશકો, અને ડાહ્યા ડમરા લોકો શ્રોતા; પણ પરિણામ તપાસો, તો સોના ખરચમાં પાઇનો નફો. તેનું કારણ સાંભળો—

વિદ્યારણ્ય સ્વામી પંચદશીના ધ્યાનદીપમાં બોલ્યા છે.

**बहुव्याकुलचित्तानां, विचारात् तत्त्वधीर्न हि ।**
**योगो मुख्यस्ततस्तेषां, धीदर्पस्तेन शाम्यति ॥**

'જેમનાં ચિત્ત ઘણી ઉપાધીઓથી વ્યાકુળ હોય; તે પુરૂષોને કેવળ શ્રવણથી અગર વાંચનથી આત્મજ્ઞાન થવા સંભવ નથી. યોગજ તેમને માટે મુખ્ય છે. કારણ કે યોગદ્વારા તેમનાં ચિત્ત વિક્ષેપ રહિત બની શકે છે.'

શ્રીરામને વસિષ્ઠગુરૂએ કહ્યું છે કે—

**द्वौ क्रमौ चित्तनाशस्य, योगो ज्ञानं च राघव ।**

**योगो वृत्तिनिरोधो हि, ज्ञानं सम्यगवेक्षणम् ॥**

ચિત્તના નાશરૂપ મોક્ષના બે ઉપાય છે. એક યોગ અને બીજો જ્ઞાન. યોગથી વૃત્તિનો નિરોધ થાય; ને ચિત્ત નિર્મળ થાય; અને જ્ઞાનથી પરમાત્માના સ્વરૂપની સમજણ પડે.

**योगाग्निर्दहति क्षिप्र-मशेषं पापपंजरं ।**

**पश्चात् जायते ज्ञानं, ज्ञानान्निर्वाणमृच्छति ॥**

કૂર્મ પુરાણ કહે છે કે–' યોગરૂપી અગ્નિથી પાપોના ઢગલા બળીને ભસ્મ થાય છે. પછી જ્ઞાન પ્રગટે છે. આ જ્ઞાનથી નિર્વાણ સંજ્ઞક મોક્ષ પ્રાપ્ત થાય છે.' પ્રશ્ન—તરે કોણ ?–ત્યાગી કે રાગી ?—જવાબ–તેનો કાંઇ મેળ નથી. સાંભળો–રામ અને કૃષ્ણ રાગી; જનક ભોગી; દત્તાત્રય અને શુકદેવ યોગી; ઋષભદેવ અને જડભરત પરમહંસ. રસ્તા જુદા, પણ ધ્યેય એક. મોટર અગર સાઇકલના પઇડામાં પડેલું ફંકચર (કાણું), આખા વાહનને નકામું કરી મેલે છે; તેમ જેમની ઇંદ્રિયોમાં અને મનમાં કાણાં, તેમનું આખું જ્ઞાન ખાતું–તેમનું આખું ધર્મ ખાતું–નકામું નીવડે છે.

હવે યોગયજ્ઞો સંબંધીજ કહે છે—

**अपाने जुह्वति प्राणं, प्राणेऽपानं तथाऽपरे ।**

**प्राणापानगती रुद्ध्वा, प्राणायामपरायणाः ॥२९॥**

**પદાનિ**—અપાને--જુહ્વતિ--પ્રાણં--પ્રાણે--અપાનં--તથા--અપરે-પ્રાણાપાનગતી--રુદ્ધ્વા--પ્રાણાયામપરાયણાઃ–

**अपरे नियताहाराः, प्राणान् प्राणेषु जुह्वति ।**

**सर्वेऽप्येते यज्ञविदो, यज्ञक्षपितकल्मषाः ॥३०॥**

**પદાનિ**—અપરે-નિયતાહારાઃ--પ્રાણાન્--પ્રાણેષુ--જુહ્વતિ--સર્વે--અપિ--એતે--યજ્ઞવિદઃ–યજ્ઞક્ષપિતકલ્મષાઃ--

---

(૨૯) પદચ્છેદઃ—**अपाने प्राणं जुह्वति**–અપાનવાયુમાં પ્રાણને હોમે છે. **तथा अपरे**–અને બીજા. **प्राणे अपानं**–પ્રાણમાં અપાનને (હોમે છે). **प्राणापानयोः गती प्राणापानगती**–પ્રાણ તથા અપાનની ગતીને. **रुद्ध्वा**–રોકીને. **प्राणायामे परायणाः प्राणायामपरायणाः**–સદા પ્રાણાયામ કરવામાં તત્પર એવા પુરૂષો.

(૩૦) પદચ્છેદઃ—**अपरे**–બીજા પુરૂષો **नियतः आहारः येषां ते**

અર્થ—વળી કેટલાએક યોગીઓ અપાનમાં પ્રાણને હોમે છે; કેટલાએક પ્રાણમાં અપાનને હોમે છે; વળી નિયમીત અહાર વાળા--બીજા યોગીઓ, પ્રાણની તથા અપાનની ગતિ રોકીને, પ્રાણાયામની ક્રિયામાં કુશળ બનીને, પ્રાણોમાં ઇંદ્રિયોને હોમે છે. ઉપર જણાવ્યા તે તમામ, યજ્ઞને જાણનારા છે, અને યજ્ઞવડે પાપનો નાશ કરનારા છે. [૨૯--૩૦]

૨૯–૪૦ વિવેચન—

પ્રાણતત્ત્વ શું છે?—પ્રાણાયામનો મુખ્ય આધાર પ્રાણ ઉપર છે. પણ પ્રાણતત્ત્વ શું છે? શ્વાસ લેવા મુકવાની વિદ્યા શું છે? તે પ્રથમ જાણવું જોઇએ. પાતંજલયોગદર્શનમાં સમાધિપાદના પ્રકરણમાં પ્રાણાયમ, ધારણા, ધ્યાન અને સમાધિની ઉમદા વાતો છે; પણ પ્રાણતત્ત્વ શું છે? તે ઘણું જ થોડામાં જણાવ્યું છે. એટલે નથી જણાવ્યા જેવું છે. જીજ્ઞાસુઓ સમાધિપાદનો બરાબર લાભ લઈ શકે; પ્રાણાયામાદિ ક્રિયાઓમાં સહેલાઈથી આગળ વધી શકે; એવા હેતુથી, આપણે પ્રાણતત્ત્વનું એક નવું પ્રકરણ, પાતંજલયોગદર્શનમાં ઉમેર્યું છે, તે ખાસ વાંચવા જેવું છે. પ્રાણતત્ત્વના પ્રકરણની કીંમત માત્ર ૦–૨–૦ છે.

માત્ર 'પ્રાણ' એટલે–શ્વાસ અને ઉચ્છ્વાસ–એ બન્ને ક્રિયાઓ. પ્રાણ અને અપાન એવો ભેદ કરવામાં આવે; ત્યારે પ્રાણ એટલે ઉચ્છ્વાસ (મુખની બહાર નીકળતો વાયુ)—અને અપાન એટલે મુખની અંદર આવનારો શ્વાસ.

**अपाने जुह्वति प्राणं**—અપાનમાં પ્રાણને હોમવો, એટલે-અંદર આવનારા શ્વાસમાં ઉચ્છ્વાસને હોમવો; તે પૂરક પ્રાણાયામ ગણાય છે;

---

**नियताहाराः**–નિયમીત આહાર વાળા. **प्राणान् प्राणेषु जुह्वति**–ઇંદ્રિયોને પ્રાણોમાં હોમે છે. **एते**–આ. **सर्वे अपि यज्ञविदः**–તમામ યજ્ઞના મહીમાને યથાર્થ સમજનારા. **यज्ञेन क्षपितं कल्मषं येषां ते-यज्ञक्षपितकल्मषाः**–યજ્ઞથી જેનાં પાપ બળી ગયાં છે એવા પુરૂષો.

**29–30.** Some Yogies pour as sacrifice the outgoing breath, into the incoming breath; and in the incoming, into the outgoing; thus restraining the flow of the outgoing and incoming breaths, they are solely absorbed in the control of breathing. Others who are regular in food, pour as sacrifice, their lifebreaths into lifebreaths. Above mentioned all are the knowers of sacrifice, and thay have, by sacrifice, destroyed their sins.

અને પ્રાણમાં અપાનને હોમવો, તે રેચક પ્રાણાયામ. પ્રાણ અને અપાન બન્નેનો નિરોધ કરવો, તે કુંભક પ્રાણાયામ.

અહારવિહાર—સરકારના કાયદા તોડે; તેને સરકાર જેલમાં પૂરે; તેમ કુદરતના કાયદા તોડે-તેને કુદરત પથારીમાં કેદ કરે. અહારની બાબતમાં શાંતિથી વિચાર કરશો, તો ખાત્રી થશે, કે—આપણે અન્ન ખાઇએ છઇએ, તેમ અન્નને બગાડીએ પણ છઈએ. પામતા પહોંચતા-સુખી-દરેક ઘરમાં, એક માસ ચાલે તેટલો ખોરાક, પોણા માસમાં વપરાય છે. યાદ રાખવું કે—નિયમીત અહારવિહાર વિના, આરોગ્ય સચવાય નહીં. જેમને આરોગ્ય સચવાય નહીં; તેમના આ લોક અને પરલોક બેઉ રજળી પડે.

**प्राणान् प्राणेषु**—૧ પ્રાણમાં અપાનને રોકવો; ૨ અપાનમાં પ્રાણને રોકવો; ૩ આ બન્નેની ગતિ રૂંધીને, અંદરના વાયુને અંદરજ રોકવો, એમ ત્રણ પ્રકાર આગળ બતાવ્યા. પ્રાણોમાં પ્રાણોને રોકવાનો ચોથો પ્રકાર, આ શ્લોકમાં બતાવ્યો. તે મહાપ્રાણાયામ કહેવાય છે.

યોગાભ્યાસ જીવનના અલૌકિક અખતરા છે. સાંભળો એકપદ ગાઇએ—

મંગલ તાલ ૩.

જોગજુગત અમ પાઇ સંતો, જોગજુગત અમ પાઈરે; ટેક૦
મૂલદ્વારમેં બંધ લગાયો, ઉલટ પવન ચલાઈરે;
ષટ્ ચક્કરકા મારગ શોધ્યા; નાગન જાઇ ઉઠાઈરે—જોગ૦
નાભીસેં પશ્ચિમ કે મારગ, મેરૂ દંડ ચડાઈરે;
ગ્રંથી ખોલ ગગનપર ચડીયા, દસમેં દ્વાર સમાઈરે—જોગ૦
ભંવર ગુફામેં આસન માર્યો, કાયા સુધ વિસરાઇરે;
બિન ચંદા બિન સૂરજ નિશદિન, જગમગ જોત જગાઈરે—જોગ૦
શિવ શક્તિકા મેલ ભયો જબ, સુંનમેં સેજ બિછાઈરે;
બ્રહ્માનંદ સતગુરૂ કિરપાસે, આવાગમન મિટાઇરે—જોગ૦

યજ્ઞની સંખ્યા કોઈ કોઇ ટિકાકાર ૧૨ ગણે છે; પણ આપણે ૧૦ ગણી છે. આંકડામાં ફેરફાર દેખાય; પણ માલ ત્યાંને ત્યાં છે.

**यज्ञक्षपितकल्मषाः**—યજ્ઞવડે જેમનાં પાપ નાશ પામ્યાં છે; એવા -આ **यज्ञविदः**-યજ્ઞોના પ્રકારને જાણનારા. ગીતા આદિ તત્ત્વજ્ઞાનના ગ્રન્થોમાં, બ્રહ્મયજ્ઞોનો મહિમા, દ્રવ્યયજ્ઞ કરતાં વધારે બતાવ્યો છે; તોપણ આ દેશના ઘણા યાજ્ઞિકો, અને સ્થૂલબુદ્ધિવાળા ઘણા બ્રાહ્મણો, ક્ષત્રિયો અને વૈશ્યો, બ્રહ્મયજ્ઞનો મહિમા જેવો તેવો જાણે છે. ખોજ કરે, તેને જડે, એવી આ વસ્તુ છે.

યજ્ઞ કરનારને શું ફળ? અને યજ્ઞ ન કરનારને શું શિક્ષા? તે હવે કહે છે—

**यज्ञशिष्टामृतभुजो, यांति ब्रह्म सनातनम् ।**

**नायं लोकोऽस्त्ययज्ञस्य, कुतोऽन्यः कुरुसत्तम ॥ ३१ ॥**

**પદાનિ**—યજ્ઞશિષ્ટામૃતભુજ:-યાન્તિ-બ્રહ્મ-સનાતનમ

ન-અયં-લોક:-અસ્તિ-અયજ્ઞસ્ય-કુત:-અન્ય:-કુરૂસત્તમ-

અર્થ—જે યજ્ઞોમાં અન્નાદિ પદાર્થો હોમાય છે, તે! યજ્ઞો કર્યા પછી, બાકી રહેલા અન્નને જમનારા, અગર યોગ, જ્ઞાન, અને સ્વાધ્યાદિ જે યજ્ઞોમાં, અન્નાદિ પદાર્થો હોમાતા નથી, પણ તે યજ્ઞ કર્યા પછી-જ્ઞાન, શાંતિ અને પ્રસન્નતા પ્રાપ્ત થાય છે; તેનો લાભ લેનારા પુરૂષો, સનાતન બ્રહ્મને પામે છે. યજ્ઞ નહિ કરનારા પુરૂષને માટે, આ મનુષ્યલોક (સુખકર) નથી; ત્યારે સ્વર્ગાદિ અન્ય લોક તો તેને ક્યાંથી (સુખકર) હોય! [૩૧]

૩૧ વિવેચન—

બે પ્રકારના યજ્ઞોની વાત ઉપર થઇ. એક દ્રવ્યયજ્ઞનો પ્રકાર, અને બીજો માનસીક યજ્ઞનો પ્રકાર. વિષ્ણુયાગ, મહારુદ્ર, અગ્નિષ્ટોમ, અગ્નિહોત્ર, જ્યોતિષ્ટોમાદિ પશુયજ્ઞ, અશ્વમેધયજ્ઞ, પાંચ ગ્રહયજ્ઞ. [વેદાધ્યયન તે ઋષિયજ્ઞ, તર્પણ તે પિતૃયજ્ઞ, હોમ તે દેવયજ્ઞ, બલિ તે ભુતયજ્ઞ, અતિથિને જમાડવો તે મનુષ્યયજ્ઞ.]

---

(૩૧) પદચ્છેદ:—**यज्ञस्य शिष्टं यज्ञशिष्टं, यज्ञशिष्टं एव अमृतं भुंजते इति यज्ञशिष्टामृतभुजः**-યજ્ઞ કરતાં બાકી રહેલાં અમૃતમય અન્નને જમનારા પુરૂષો. અગર અન્નાદિ સિવાય બીજા યજ્ઞોમાં, યજ્ઞ કરી રહ્યા પછી, પ્રાપ્ત થએલી શાંતિ, પ્રસન્નતા વિગેરે સુખનો લાભ લેનારા પુરૂષો. **सनातनं ब्रह्म यांति**-સનાતન બ્રહ્મને પામે છે. **नास्ति यज्ञः यस्य सः अयज्ञः तस्य अयज्ञस्य**-જે પુરૂષ યજ્ઞ કરતો નથી તેને. **अयं लोकः न अस्ति**-આ લોક હોતો નથી. એટલે આ મનુષ્ય લોક મળતો નથી. **कुरुसत्तम**-હે અર્જુન! **कुतः अन्यः**-ત્યારે બીજો લોક તો ક્યાંથીજ મળે! એટલે પરલોક અગર સ્વર્ગ તો તેને ક્યાંથીજ મળે!

**31.** Those who eat the remains of the sacrifice, go to the Eternal Brahma. Oh best of Kurus! this world is not for that who does not sacrifice and then how other world can be for him.

માનસીક યજ્ઞો—વેદ વ્યાસે બ્રહ્મસૂત્ર, પુરાણો વિગેરે લખી આપીને; કપિલે સાંખ્યસૂત્રો લખી આપીને; યાજ્ઞવલ્કયે કેટલાંએક ઉપનિષદો લખી આપીને; શ્રીશુકદેવજીએ પરિક્ષિતને ભાગવતસંહિતા સંભળાવીને, અને એવા બીજા ગ્રન્થકારોએ જ્ઞાનયજ્ઞ કર્યા. પતંજલિ ભગવાને યોગસૂત્રો લખી આપીને યોગયજ્ઞ કર્યો; પાણિની ભગવાને વ્યાકરણસૂત્રો લખી આપીને, સ્વાધ્યાયયજ્ઞ કર્યો; વિગેરે વિગેરે.

દ્રવ્ય યજ્ઞમાં અન્નાદિરૂપે બાકી રહે; અને માનસીક યજ્ઞોમાં અધ્યયન, મનન, નિદિધ્યાસન રૂપે માનસીક પ્રસાદી બાકી રહે.

**यज्ञशिष्टाशिनः संतो, मुच्यंते सर्वकिल्बिषैः ।**
**भुंजते ते त्वघं पापा, ये पचंत्यात्मकारणात् ॥** અ ૩. ૧૩ ॥

યજ્ઞ કરતાં બાકી રહેલો ભાગ ગ્રહણ કરનારા સત્પુરૂષો, સર્વ પાપથી મૂક્ત થાય છે; અને જે પાપી પુરૂષો, યજ્ઞ માટે ન રાંધતાં, પોતાને માટેજ રાંધે છે; તે પાપનુંજ ભક્ષણ કરે છે.

**नार्यमणं पुष्यति नो सखायं । केवलाघो भवति केवलादी** ઋ. ૧૦–૧૧૭–૬ મંત્ર કહે છે કે—'જે મનુષ્ય આપ્તજનોનું પોષણ કરતો નથી; અને એકલોજ ભોજન કરે છે; તેને કેવળ પાપી સમજવો.'

મનુ કહે છે કે—**अघं स केवलं भुंक्ते, यः पचत्यात्मकारणा[illegible] । यज्ञशिष्टाशनं ह्येतत्, सतामन्नं विधीयते** (૩–૧૧૮) જે પોતાને માટે રાંધે છે; તે કેવળ પાપનુંજ ભોજન કરે છે. **विघसं भुक्तशेषं तु, यज्ञशेषं तथामृतम्** ॥ (૩–૨૮૫) યજ્ઞ કરી રહ્યા પછી જે બાકી રહે; તે 'અમૃત,' અને અતિથિ જમી રહ્યા પછી જે બાકી રહે તે 'વિઘસ' કહેવાય છે. વળી આગળ કહે છે કે-'દરેક ગૃહસ્થે નિત્ય **विघसाशी** અને **अमृताशी** થવું જોઇએ.'

અન્નના મહિમા કરતાં જ્ઞાનનો મહિમા ઘણો છે. જ્ઞાન માટે પણ–ભણવું અને ભણાવવું, તેના કરતાં સદ્ગ્રન્થો લખી આપવા; તે ઉત્તમ જીવન છે. 'અન્નનું દાન અગર જ્ઞાનનું દાન જેઓ આપી શકતા નથી; તેઓને આ લોક અગર પરલોક સિદ્ધ થઇ શકતો નથી.' એમ આ શ્લોકની બીજી લીટીમાં કહ્યું. દ્રવ્ય યજ્ઞો વિના, વરસાદ થાય નહીં. વરસાદ બંધ થતાં, લોકોની સંસારયાત્રા બંધ પડે. તપયજ્ઞ, યોગયજ્ઞ અને જ્ઞાન યજ્ઞ પણ જો બંધ પડે; તો સંસાર જડવાદમાંથી બહાર નીકળી શકે નહી. તપ, યોગ અને જ્ઞાન વિના સમાજવ્યવસ્થા પણ તૂટી ફૂટી જાય. ગૃહસ્થોએ દ્રવ્યયજ્ઞ અને તપયોગયુક્ત જ્ઞાનયજ્ઞ અવશ્ય કરવા

જોઇએ; ત્યાગીઓને દ્રવ્યયજ્ઞ હોય જ નહીં. તેઓએ તપયોગયુક્ત જ્ઞાનયજ્ઞજ કરવો જોઇએ. જ્ઞાનયજ્ઞમાં પણ સ્વાધ્યાય અને શ્રવણ; ત્યાગીઓએ બને ત્યાં સુધી–વ્યાખ્યાન કરવું નહીં.

જ્ઞાનયજ્ઞ પણ કર્મયજ્ઞજ છે, એમ હવે કહે છે—

**एवं बहुविधा यज्ञा, वितता ब्रह्मणो मुखे ।**

**कर्मजान् विद्धि तान् सर्वा–नेवं ज्ञात्वा विमोक्ष्यसे ॥ ३२ ॥**

**પદાનિ**—એવં–બહુવિધાઃ–યજ્ઞાઃ–વિતતાઃ–બ્રહ્મણઃ–મુખે–
કર્મજાન્–વિદ્ધિ–તાન્–સર્વાન્–એવં–જ્ઞાત્વા–વિમોક્ષ્યસે–

**श्रेयान् द्रव्यमयाद्यज्ञाज्–ज्ञानयज्ञः परंतप।**

**सर्वं कर्माखिलं पार्थ, ज्ञाने परिसमाप्यते ॥ ३३ ॥**

**પદાનિ**—શ્રેયાન્–દ્રવ્યમયાત્–યજ્ઞાત્–જ્ઞાનયજ્ઞઃ–પરંતપ–
સર્વં–કર્મ–અખિલં–પાર્થ–જ્ઞાને–પરિસમાપ્યતે–

અર્થ—આ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો, વેદમાં વિસ્તારથી કહ્યા છે. તે સર્વ યજ્ઞો કર્મ વડેજ થાય છે, એમ તું જાણ.

---

(૩૨) પદચ્છેદ—**एवं बहुविधाः यज्ञाः**–આ પ્રમાણે ઘણા પ્રકારના યજ્ઞો. **ब्रह्मणः मुखे वितताः**–વેદના મુખમાં એટલે વેદના પૂર્વભાગમાં વિસ્તારથી વર્ણવેલા છે. **तान् सर्वान्**–તે સર્વ યજ્ઞોને **कर्मणः जाताः इति कर्मजाः तान् कर्मजान्**–કર્મમાંથી અગર કર્મ વડે ઉત્પન્ન થનારા. **विद्धि**–જાણ. **एवं ज्ञात्वा**–ઉપર પ્રમાણે જાણીને. **विमोक्ष्यसे**–બંધનમાંથી મુકત થઇશ

(૩૩) પદચ્છેદઃ—**परंतप**–હે અર્જુન! (**द्रव्यप्रचुरः द्रव्यमयः, तस्मात् द्रव्यमयात्**) **द्रव्यमयात् यज्ञात्**–દ્રવ્યથી થતા યજ્ઞોના કરતાં (**ज्ञानस्य यज्ञः ज्ञानयज्ञः**) **ज्ञानयज्ञः श्रेयान्**–જ્ઞાનનો યજ્ઞ ઉત્તમ (છે) **पार्थ**–હે અર્જુન! **सर्वं अखिलं कर्म**–સંપૂર્ણ રીતે સર્વકર્મ. **ज्ञाने परिसमाप्यते**–જ્ઞાનમાં પરિપૂર્ણપણાને પામે છે–સમાઇ જાય છે.

**32.** Shrikrishna further says–Various kinds of sacrifices, are thus descrlbed in vedas. Know that they all result form action. If you know this, you will be free. **33.** Oh Parantapa! better is the sacrifice of wisdom, than that of wealth or of objects. oh son of Pratha! all actions, in their entirety, culminate in knowledge.

**એવું જાણવાથી, (કર્મ કરવામાં તને પ્રીતિ થશે, અને કર્મ કરતાં) તું સંસારમાંથી મુક્ત થઇશ. (૩૨)**

અર્થ—શ્રીકૃષ્ણ આગળ કહે છે કે–હે અર્જુન ! જે યજ્ઞો દ્રવ્યથી થાય છે, તે યજ્ઞો કરતાં, જ્ઞાનયજ્ઞ અતિ ઉત્તમ છે. કારણકે–હે પાર્થ ! સર્વ કર્મ જ્ઞાનમાં સંપૂર્ણ રીતે સમાપ્તિને પામે છે. [ એટલે દરેક પ્રકારનાં નિષ્કામ કર્મો, અંતઃકરણની શુદ્ધિ માટે હોય છે; અંતઃકરણની શુદ્ધિ જ્ઞાન માટે હોય છે, અને જ્ઞાન '**ज्ञानादेव तु कैवल्यं**' મોક્ષ માટે હોય છે. ] (૩૩)

૩૨–૩૩ વિવેચન—

મોટા માણસની સાક્ષી વિના દસ્તાવેજ કબુલ ન થાય. યજ્ઞ સંબંધી દસ્તાવેજમાં '**ब्रह्मणो मुखे विततः यज्ञाः**' શબ્દો મૂકીને બ્રહ્માની (અગર વેદની) સાક્ષી મૂકી.

**तान् सर्वान् कर्मजान् विद्धि एवं ज्ञात्वा विमोक्ष्यसे ॥३२॥**

તે તમામની ઉત્પત્તિ કર્મોમાંથીજ છે. કર્મ (ક્રિયા) વિના કોઈ વસ્તુ ઉત્પન્ન થઈ શકેજ નહીં; એમ તું જાણ. એમ જાણ્યા પછીજ, તું ભવબંધથી મૂકત થઈશ. આ વિષયમાં ઉંડા ઉતરીને જુઓ તો દેખાશે કે–યજ્ઞો એટલે કર્મકાંડીઓનું (મીમાંસકોનું) સંકુચિત કર્મક્ષેત્રજ નહીં; પણ અનાસકત પુરૂષોનું જ્ઞાનક્ષેત્ર, અને જ્ઞાનીઓનું મોક્ષક્ષેત્ર. ધંધા જેટલી સમજણવાળા યાજ્ઞીકો, અને સ્વર્ગાદિસુખ પ્રાપ્તિ કરવા જેટલી સમજણવાળા મુમુક્ષુઓ, કુવાના દેડકાની માફક, કુવામાંજ આનંદ માની રહ્યા છે; અને 'સમદ્ર જેવું ( મોક્ષ જેવું ) કાંઇ નથી.' એમ જ બોલે છે. શ્રીઆદ્યશંકરાચાર્યે મંડન પંડિતને આ કુવામાંથી બહાર કાઢીને, સમુદ્રને કાંઠે મૂકયો. (જુઓ શંકરદીગ્વિજય નવમસર્ગ) મંડન પંડિત સમુદ્ર દેખીને હરખાયો; પણ તેને શંકા થઈ કે–'ભુતને અને ભવિષ્યને જાણનારા, તપના ભંડારરૂપ, જૈમિનિ મુનિએ કરેલાં (પૂર્વ મીમાંસામાં ગોઠવેલાં) સૂત્રોનાં પદો શું નકામાં ગણવાં ?' (૩) તેના જવાબમાં શ્રીશંકર બોલ્યા કે–"જૈમિનિએ જરા પણ ભૂલ કરી નથી, પરંતુ આપણેજ ઓછા વિદ્વાન્ હોવાથી, જૈમિનિના અભિપ્રાયને યથાર્થ સમજી શકતા નથી." (૪) તે સાંભળીને મંડન પંડિતે કહ્યું કે–"જૈમિનિનો અભિપ્રાય શું વિદ્વાનો પણ ન સમજી શકયા ? ત્યારે આ અભિપ્રાય કેવા પ્રકારનો ?" (૫) તે સાંભળીને શ્રીશંકર બોલ્યા કે—

**अभिसंधिमानपि परे विषयप्रसरन् मतीननुजिघृक्षुरसौ ।**
**तदवाप्तिसाधनतया सकलं सुकृतं न्यरूपयदिति स्म परम ॥६॥**

'જૈમિનિ મુનિ પરબ્રહ્મ ઉપર અભિપ્રાયવાળા હતા; તોપણ વિષયોમાંજ લાગેલી બુદ્ધિવાળા લોકોને, બ્રહ્મજ્ઞાનમાં અધિકાર નથી; એમ વિચારીને, તેઓ તેમાં ધીમે ધીમે અધિકાર પ્રાપ્ત કરે, એવા હેતુથી, તેમણે બ્રહ્મવિદ્યાના સાધનરૂપ, કેવળ પવિત્ર કર્મોનુંજ નિરૂપણ કર્યું; અને પરબ્રહ્મનું નિરૂપણ બાકી રાખ્યું.'' (૬) વિગેરે વિગેરે—

જ્ઞાનયજ્ઞ—આ શબ્દ-**ज्ञानयज्ञेन चाप्यन्ये** (ગીતા. અ. ૯. ૧૫); **ज्ञानयज्ञेन तेनाहम्, इष्टः स्यामिति मे मतिः** ॥ ગીતા અ. ૧૮-૭૦ ઉપર પ્રમાણે બે ઠેકાણે છે.

છેવટમાં કહી દેવું જોઈએ કે-દ્રવ્ય યજ્ઞ ખોટા નથી; યાજ્ઞિકો ખોટા નથી; હોમવાના પદાર્થો પણ ખોટા નથી; મંત્રો ખોટા નથી; પણ તે દ્વારા જ્ઞાનમાં આગળ વધવાની ખાસ જરૂર છે.

અંધારા ઓરડામાં પેસનાર, અજાણ્યા માણસને દીવા વિના, ઓરડાની વસ્તુઓ ઓળખાતી નથી; તેમ સંસારના અંધારા ઓરડામાં પેસનાર, એટલે અનાદિ કાળથી લૌકિક સુખ માટેજ વલખા મારતા જીવને, જ્ઞાન વિના, કર્મોનું સ્વરૂપ સમજાતું નથી. '**ज्ञानादेव तु कैवल्यं**'-જ્ઞાનથીજ મોક્ષની પ્રાપ્તિ થાય. જેમ કસરત માટે અખાડા, તેમ જ્ઞાન માટે જ્ઞાનયજ્ઞ. જ્ઞાનયજ્ઞ મન અને બુદ્ધિદ્વારાજ સાધ્ય થઇ શકે. નિષ્કામ કર્મોનું પરિણામ જ્ઞાન છે; તો પણ ગીતા આગ્રહ પૂર્વક કહે છે કે-'જ્ઞાન થયા પછી કર્મો છોડી દેવાં નહીં.' તેના દૃષ્ટાંતમાં અર્જુન પોતે.

**सर्वं कर्माखिलं पार्थ** વિગેરે શબ્દોથી- જેમ હાથીના પગલામાં સૌનાં પગલાં સમાય; તેમ જ્ઞાનમાં તમામ પ્રકારનાં કર્મોનો સમાસ કર્યો. આગળ ૩૭મો શ્લોક બીજા શબ્દોથી આ વાતને ટેકો આપે છે. સકામ દ્રવ્યયજ્ઞ સંસારનું મૂળ નાંખે છે; અને જ્ઞાનયજ્ઞ સંસારનું મૂળ ઉખેડી નાંખે છે.

આ જ્ઞાન માટે કયાં જવું ? અને શું કરવું ? તે હવે કહે છે—

**तद्विद्धि प्रणिपातेन, परिप्रश्नेन सेवया ।**
**उपदेक्ष्यंति ते ज्ञानं, ज्ञा[illegible]ः ॥ ३४ ॥**

---

(૩૩) પદચ્છેદઃ—**तत् विद्धि**-તે જ્ઞાનને જાણ-મેળવ. **प्रणिपातेन**-પ્રણામ કરવાથી. **परिप्रश्नेन सेवया**-વારંવાર પ્રશ્ન કરવાથી તથા સેવા

પદાનિ—તત્-વિદ્ધિ-પ્રણિપાતેન-પરિપ્રશ્નેન-સેવયા
ઉપદેક્ષ્યન્તિ-તે-જ્ઞાનં-જ્ઞાનિનઃ-તત્ત્વદર્શિનઃ

અર્થ—શાસ્ત્ર જાણનારા તત્ત્વવિદ્ પુરૂષો, તને જ્ઞાનનો ઉપદેશ કરશે; માટે એવા તત્ત્વવિદ્ પુરૂષોને પ્રણામ કરીને, તેમની સેવા કરીને, અને (તેઓ જ્યારે સેવાથી પ્રસન્ન થાય ત્યારે) તેમને પ્રશ્ન કરીને, તેમની પાસેથી, તું તે (જ્ઞાન) પ્રાપ્ત કર. (૩૪)

૩૪ વિવેચન

ગુરૂ—ધર્મના ક્ષેત્રમાં 'ગુરૂ' શબ્દે જેમ જ્ઞાન ફેલાવ્યું છે; તેમ અજ્ઞાન પણ ફેલાવ્યું છે; તોપણ આપણને ગુરૂની જરૂર છે. જેમ આંખ વિના દેહમાં અંધારૂં; તેમ ગુરૂ વિના ધર્મમાં અંધારૂં. વૈરાગ્યથી ગુરૂ શોભે. વૈભવથી ગુરૂ ઝાંખા પડે, અને સમાજ વગોવાય. ગુરૂ તો ગુરૂજ-વજનદાર-[ દૈવી સંપત્તિઓથી ભરેલા ] હોય; તે લઘુ હોવા ન જોઈએ. લઘુ એટલે કામ, ક્રોધ અને લોભના પવનથી, ઉડે એવા હલકા ફોતરા જેવા. જે કરવતીનાં દાંતા ઘસાઈ જાય; તે કરવતી જેમ નકામી છે; તેમ જે ગુરૂનાં વૈરાગ્ય અને વિદ્યા ઘસાઇ ગયાં હોય; તે ગુરૂ પણ નકામા છે. સારા રસોઇઆ મળ્યા હોય; તોજ સારી રસોઈની આશા રાખી શકાય. જેમ પહેલી ચોપડી અને આંકની ચોપડી, પ્રાથમીક શીક્ષણ માટે કામનાં છે; તેમ બાલ્યાવસ્થામાં ઉપવીત ધારણ કરવી; કંઠી બંધાવવી; વિગેરે ક્રિયાઓ આવશ્યક છે.

સ્ત્રીઓ અને ગુરૂઓ—**पतिरेव गुरुर्भर्ता**—સ્ત્રીઓને પતિ એજ ગુરૂ છે. સ્ત્રીઓએ પતિને તજીને અન્યને ગુરૂ કરતાં, ઘણો વિચાર કરવો જોઇએ. તે સંબંધી સંપૂર્ણ ખુલાસો, સંવત ૧૯૮૫ના વૈશાકના મોક્ષ પત્રિકાના અંકમાં છે. સ્ત્રીઓએ ગુરૂ કરવા પહેલાં, આ ખુલાસો અવશ્ય વાંચવો ઘટે છે.

---

કરવાથી. (**तत्त्वं पश्यन्ति इति तत्त्वदर्शिनः**) **तत्त्वदर्शिनः ज्ञानिनः**—તત્ત્વને જાણનારા (બ્રહ્મ નિષ્ઠ) જ્ઞાનિ પુરૂષો. તે-તને **ज्ञानं उपदेक्ष्यंति**—જ્ઞાન સંબંધી બોધ કરશે.

**34.** Learned philosofers will instruct you in knowledge; you will therefore bow to them, and serve them. [ when they are pleased with your service) you will guestion, and thus obtain wisdom.

સાધુ સન્યાસીઓએ ગુરૂ થવાનો મોહ કરવો; તે નવો સંસાર ઉભો કરવા જેવી ભયંકર ભૂલ છે. લંગોટી સાચવવા બીલાડી પાળી; પછી રાખી ગાય, પછી રાખ્યું ખેતર. પછી બાવા બન્યા ખેડુ. સરકારે માગ્યો વેરો. વેરો ન ભરી શકયા, તેથી સરકારે બાવાજીને કેદ કર્યા.

તાત્પર્ય—સુપાત્ર બ્રાહ્મણોજ જગતના ગુરૂ છે. આ જગતમાં આપણને અનેક હિતેચ્છુ મળે; કદિ ઇંદ્ર પ્રસન્ન થઇને આપણને ઇંદ્રાસન આપી દે; પણ ગુરૂ જે કાંઇ આપે; તે ઇંદ્રિ આપી શકે નહીં. જેમ જ્ઞાન અનુપમ વસ્તુ; તેમ ગુરૂ પણ અનુપમ વસ્તુ. રાગ—સ્રગધરા.

**दृष्टांतो नैव दृष्टस्‌-त्रिभुवनजठरे, सद्गुरोर्ज्ञानहेतुः ।**

(વેદાંત કેસરી. ૧)

વિગેરે શબ્દોથી શ્રીશંકરે સદ્ગુરૂનો મહિમા ગાયો છે. વેદાંતકેસરીના ગ્રંથમાં આ શ્લોકની ટિકામાં, સદ્ગુરૂ સંબંધી, આપણે ઘણો ખુલાસા કર્યા છે. ન વાંચ્યા હોય તો અવશ્ય વાંચજો.

ભૂલ કયાં છે ?—આપણે ગુરૂ કરવા છે; પણ આપણને ઠપકો આપીને કાંઇ કહે, એવા ગુરૂ આપણને ગમતા નથી. આપણા ગુલામ થઇને રહે, એવા ગુરૂ આપણને ગમે છે. યાદ રાખવું ઘટે છે કે—જેમને **प्रणिपातं**-નમ્રતા, દીનતા, વિગેરે નથી; તેમને જ્ઞાનના અને ભક્તિના ક્ષેત્રમાં ઉભા રહેવાનો હક્ક નથી. **सेवया** સેવાએ કરીને રાજી થાય; પછીજ પ્રશ્ન પૂછી શકાય. જ્ઞાનેશ્વર મહારાજ કહે છે કે—'સંત જ્ઞાનનું ઘર છે. સેવાધર્મ આ ઘરનો ઉંબરો છે. ગર્વરહિત બનીને સેવાધર્મ રૂપી ઉંબરો વટી શકે; તે જ્ઞાનના ઘરમાં જઈ શકે.' દેહાભિમાન છોડવાની અનેક રીતો હોય છે; પણ જે જીજ્ઞાસુ ગુરૂ પાસે પણ દેહાભિમાન તજી શકતો નથી; તે સંસારમાં ઢેખાળાની માફક રજળે છે.

**तत्त्वदर्शिनः**—ગીતા અ. ૬ ૨૯ માં **सर्वभूतस्थमात्मानं** વિગેરે શબ્દોથી ખુલાસો કર્યો છે. 'જે પુરૂષોને સંશયવિપરીત ભાવનાથી રહિત આત્માનો સાક્ષાત્કાર થયો હોય છે; તે પુરૂષો તત્ત્વદર્શી કહેવાય છે.' **आचार्यवान् पुरुषो वेद** ॥શ્રુતિ॥ બ્રહ્મવેત્તા આચાર્યના ઉપદેશથી જ જ્ઞાનની પ્રાપ્તિ થાય છે. શ્રુતિ કહે છે કે—**तद्विज्ञानार्थं स गुरुमेवाभिगच्छेत् समित्पाणिः श्रोत्रियं ब्रह्मनिष्ठं इति**—પરમાત્માદેવના સાક્ષાત્કાર વાસ્તે અધિકારી પુરૂષે, યથાશક્તિ ભેટો હાથમાં લઇને, શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂ પાસે જવું.' આજકાલ શ્રોત્રિય અને બ્રહ્મનિષ્ઠ ગુરૂપણાનો ડોળ કરનારા ઘણા જોવામાં આવે છે; પણ તેમને તાવી જોતાં, સોએ

પંચાણુ ટકા, કામ ક્રોધ અને લોભના નચાવ્યા નાચનારા જણાય છે. જેમનાં મૂળમાં સડો; તે વૃક્ષ કેમ ફાલે! નજ ફાલે. જેમ કીંમતી વસ્તુની સંભાળ, વારંવાર લેવામાં આવે છે; તેમ ગુરૂઓએ પોતાના કીંમતી જીવનનું નિરીક્ષણ વારંવાર કરવું ઘટે છે. નિરીક્ષણ કર્યા પછી, ભૂલ ચૂક સુધારી લેવી ઘટે છે. શિષ્યવર્ગે પણ ધ્યાન આપવા જેવી, આ બાબત છે. ગુરૂ કર્યા પણ—

**षडंगादि वेदो मुखे शास्त्रविद्या,**
**कवित्वादि गद्यं सुपद्यं करोति ।**
**गुरोरंघ्रिपद्मे मनश्चेन्न लग्नं,**
**ततः किं ततः किं ततः किं ततः किं ?** વિગેરે०

તપ કર્યાં; જપ કર્યાં; અને વ્રત કર્યાં; શાસ્ત્ર વિદ્યા મળી; અનેક પ્રકારના વૈભવ મળ્યા; દેશ વિદેશમાં ઘણું માન મળ્યું; પણ ગુરૂ ચરણમાં પ્રીતિ ન થઇ; તો તે તમામ નકામું છે.

અદ્વૈતનો નિર્ણય કરનારાઓએ પણ, આ દ્વૈતભાવ-આ ગુરૂ શિષ્ય ભાવ-અવશ્ય સિદ્ધ કરવો જોઈએ. (સાંભળો-મોક્ષવાણી પાનું ૭૮)
ચોપાઈ-ગુરૂ બીનુ ભવનિધિ તરે ન કોઇ, જો બિરંચી શંકર સમ હોઇ.

હવે જ્ઞાનનો મહિમા બતાવે છે—

**यज्ज्ञात्वा न पुनर्मोह-मेवं यास्यसि पांडव ।**
**येन भूतान्यशेषेण, द्रक्ष्यस्यात्मन्यथो मयि ॥ ३५ ॥**

**પદાનિ**—યત્-જ્ઞાત્વા-ન-પુનઃ-મોહં-એવં-યાસ્યસિ-પાંડવ
યેન-ભૂતાનિ-અશેષેણ-દ્રક્ષ્યસિ-આત્મનિ-અથઃ-મયિ

**अपि चेदसि पापेभ्यः, सर्वेभ्यः पापकृत्तमः ।**
**सर्वं ज्ञानप्लवेनैव, वृजिनं संतरिष्यसि ॥ ३६ ॥**

---

(૩૫) પદચ્છેદઃ—**एवं यत् ज्ञात्वा**-આ પ્રમાણે જે જ્ઞાનને જાણીને. **पांडव**-હે અર્જુન! **मोहं पुनः न यास्यसि**-ફરીથી તું મોહને પામીશ નહીં, એટલે પછી તને મોહ થશે નહીં. **येन**-એમ થતાં-મોહ મટતાં. **अशेषेण भूतानि**-સમગ્ર પ્રાણીઓને. **आत्मनि द्रक्ष्यसि**-પોતામાં જોઈશ. **अथो मयि**-એટલે મારામાં જોઇશ.

(૩૬) પદચ્છેદઃ—**अपि**-ભલેને. **चेत्**-કદિ. **सर्वेभ्यः पापेभ्यः**-સર્વ પાપીઓથી. **पापकृत्तमः असि**-ઘણોજ પાપી હોઇશ. **ज्ञानम् एव प्लवः**,

પદાનિ—અપિ-ચેત્-અસિ-પાપેભ્યઃ-સર્વેભ્યઃ-પાપકૃત્તમઃ
સર્વ-જ્ઞાનપ્લવેન-એવ-વૃજિનં-સંતરિષ્યસિ

**यथैधांसि समिद्धोऽग्निर्-भस्मसात्कुरुतेऽर्जुन ।**
**ज्ञानाग्निः सर्वकर्माणि, भस्मसात्कुरुते तथा ॥ ३७ ॥**

પદાનિ—યથા-એધાંસિ-સમિદ્ધઃ-અગ્નિઃ-ભસ્મસાત્-કુરૂતે-અર્જુન
જ્ઞાનાગ્નિઃ-સર્વકર્માણિ-ભસ્મસાત્-કુરૂતે-તથા

અર્થ—હે અર્જુન ! ઉપર પ્રમાણે જ્ઞાન પ્રાપ્ત થયા પછી, તને ફરીથી મોહ થશે નહિં. [મોહ મટયા પછી] તે(જ) જ્ઞાનથી, પ્રાણીમાત્રને તું તારા પોતામાં એટલે મારામાં જોઈ(શકી)શ. (૩૫) કદિ તું સર્વ પાપીઓ કરતાં વધારે પાપી હોઇશ, તોપણ જ્ઞાન-રૂપ વહાણુથીજ, સર્વ પાપરૂપ સમુદ્રને, તું સહેલાઈથી તરી જઇશ. (૩૬) હે અર્જુન ! જેમ સળગી ઉઠેલો અગ્નિ, લાકડાંને બાળીને ભસ્મ કરી નાંખે છે; તેમ જ્ઞાનરૂપી અગ્નિ, સર્વ કર્મોને બાળીને ભસ્મ કરે છે. (૩૭)

---

**तेन ज्ञानप्लवेन**-જ્ઞાનરૂપી વહાણુથી. **सर्वं वृजिनं**-સર્વપાપને અગર પાપરૂપ સમુદ્રને. **संतरिष्यसि**-તરી જઇશ.

(૩૭) પદચ્છેદઃ—**अर्जुन**-હે અર્જુન ! **यथा समिद्धः अग्निः**-જેમ સળગેલો અગ્નિ **एधांसि भस्मसात् कुरुते**-લાકડાંને બાળીને રાખ કરી નાંખે છે **तथा**-તે પ્રમાણે. **ज्ञानम् एव अग्निः ज्ञानाग्निः**-જ્ઞાનરૂપ અગ્નિ. **सर्वाणि कर्माणि सर्वकर्माणि**-સર્વ કર્મોને **भस्मसात् कुरुते**-બાળીને રાખ બનાવી દે છે.

**35.** If you are satisfied with the above mentioned fact you will not again fall into confusion. By this knowledge, you will see all beings completely by in your self, and also in me. or that is in me. **36.** Even if you are the most sinful of all the sinners, yet you will safely cross over, the whole sin-sea, by the help of knowledge-ship. **37.** Oh Arjun ! as the burning fire reduces fuel to ashes, so does the fire of wisdom all of the actions to ashes.

૩૫ થી ૩૭ વિવેચન—

જ્ઞાન—દોરડીમાં સાપની ભ્રાંતિ થઇ; પણ દીવો કરીને બતાવેલી દોરડીમાંથી, સાપની ભ્રાંતિ નાસી ગઈ. બીલ્વમંગળને સંસાર બહુ વ્હાલો હતો; ચિંતામણિ વેશ્યાએ ચેતવ્યો—બિલ્વમંગળ જાગ્યો; અને સંસાર નાઠો. તુલસીદાસજીને સંસાર બહુ વ્હાલો હતો; તેમનાં સ્ત્રીએ કહી દીધું કે—

પદ

'જીતનો હેત હમસેંરે પીયાજી, હરિસેં હોત જો ઇતનોરી:
ચલો જાત બૈકુંઠ ધામમેં, ઢાકોર દ્વારા તુલસી જાય તો
ખરોરી રામા—રટો તુલસી.
સીતા હો રામ રામા-ભજો તુલસી.'

તેના જવાબમાં તુલસીદાસ બોલ્યા કે—

તુમ તીરીયા મેરી ધર્મકી બેના, તોહી મોહી જ્ઞાન બતાયોરી;
તુલસીદાસ આશા રઘુવરકી, તીરીયા કે સંગે તુલસી કબુના
ગયોરી રામા—રટો૦

લાલાબાબુને હોડી વાળાએ 'છેલ્લો ફેરો' કહીને જગાડયો. (જુઓ મોક્ષપત્રિકા પ્રથમ પુસ્તક)

મોહ—'ભિષ્માદિ વડીલોને કેમ મરાય ?' અથવા–'હું મારૂં તો તેઓ મરી જાય; અને હું ન મારૂં તો તેઓ જીવે '—વિગેરે.

દોરડીમાં સાપ, અને ભ્રાંતિ મટતાં સાપમાં દોરડી. બ્રહ્મમાં જગત, અને ભ્રાંતિ મટતાં જગતમાં જ્યાં જોઈએ; ત્યાં બ્રહ્મ-બ્રહ્મદષ્ટિ. ૩૫મા શ્લોકની બીજી લીટીમાં **येन भुतान्यशेषेण** વિગેરે શબ્દોથી આ ભાવ વ્યક્ત કર્યો છે. પોતાનો આત્મા, બીજા પ્રાણીઓનો આત્મા અને પરમાત્મા, એવો ત્રણ પ્રકારનો ભેદ સર્વાત્મભાવથી નાશ પામે છે. **अशेषेण**-બ્રહ્માદિ સર્વ. કોઈ બાકી નહીં. તાત્પર્ય-ક્ષેત્રજ્ઞ અને ઈશ્વર વચ્ચેના ઐક્યને તું પ્રત્યક્ષ રીતે જોઇશ. શ્રીમદ્‌ભાગવત સ્કંધ ૧૧. અ. ૨-૪૫ માં કહે છે-'સર્વ ભૂતોને ભગવાનમાં, અને પોતામાં જે જુએ; તે ઉત્તમ ભક્ત સમજવો.'

**सर्वभूतस्थमात्मानं सर्वभूतानि चात्मनि** (ગીતા અ. ૬. ૨૯)
**यो मां पश्यति सर्वत्र, सर्वं च मयि पश्यति** (ગીતા અ. ૬. ૩૦);
**वासुदेवः सर्वमिति** (ગીતા અ. ૭. ૧૯) વિગેરે વાક્યો આ સર્વાત્મભાવને ટેકો આપે છે. સર્વાત્મભાવ એટલે સૌના વાંક દરગુજર કરી,

સૌની સાથે પ્રેમથી વર્તવું તે. બીજાને પીડા કરવી, તે પોતાને પીડા કરવા બરાબર છે—એવો ભાવ. સર્વાત્મભાવનો બીજો અર્થ આત્મૌપમ્યદષ્ટિ.

સર્વાત્મભાવની પ્રાચીનતા—આપણા દેશમાં વેદ, ઉપનિષદો (ઈશ. ૬. કેન. ૧૩), મહાભારત, ગીતા વિગેરે સર્વાત્મભાવને ટેકો આપે છે. આ વિચારો બૌદ્ધોદ્વારા અન્ય દેશોને પણ મળ્યા જણાય છે. ઈસુખ્રિસ્તના પહેલાં ત્રણસો વરસ ઉપર થઈ ગએલા ઍરિસ્ટોટલે, મનુષ્યે બીજાઓની સાથે કેવી રીતે વર્તવું, તે સંબંધીના પોતાના ગ્રન્થમાં, સર્વાત્મભાવનાં વખાણ કર્યા છે. ઍરિસ્ટોટલના પહેલાં બસે વરસ પર થઈ ગએલા ચિનના તત્ત્વવિદ્ ખૂં-ફૂ-ત્સે (કૉન્ફ્યુશ્યસ) સંસારને સુખી કરવા માટે, આત્મૌપમ્યદષ્ટિ ખીલવવાની ભલામણ કરી છે. ખ્રિસ્તી ધર્મગ્રન્થોમાં 'તું તારા પાડોશી ઉપર, તારા પોતાના જેટલો પ્રેમ રાખ' (લેવિ ૧૯–૧૫; માથ્થૂ ૨૨–૩૯) એમ જે આજ્ઞા છે તે પણ આ નિયમનુંજ રૂપાંતર છે. '**निर्वैरः सर्वभूतेषु**' ગીતા અ. ૧૧–૧૫-પ્રાણીમાત્ર સાથે નિર્વૈર.

આતો વાતો કરી; પણ આ છે કયાં?—સ્ત્રી-પુત્રાદિકને પોતા સમ સમજીને, તેમને દુઃખે દુઃખી, અને તેમને સુખે સુખી-પશુપક્ષી જેટલોજ—સર્વાત્મભાવનો વિકાસ, અત્યારે આપણા ઘરમાં દેખાય છે. આ તો ઘરની વાત કરી; પણ સંપ્રદાયોમાં નજર કરો; તો ત્યાં પણ-'અમારૂં તીલક કંઠી હોય; તો આવો-બીજા નહીં.' ત્યાગીઓના મઠમાં પેસો; તો ત્યાં પણ-"અમારા અખાડાના આવો; દૂસરા નહીં." બ્રહ્મનિષ્ઠોના મંડળોમાં જાઓ; તો ત્યાં પણ 'મારાં મેઢાં ધોળાં, અને બીજાનાં મેંઢાં કાળાં.' આવા સંકુચિત વિચારોએ સનાતનધર્મને તોડી ફોડી નાંખ્યો છે. સનાતનમાં પાખંડ બહુ ફેલાવાથી, આવા સંકુચિત વિચાર કરવાની જરૂર છે; એમ અમે પણ માનીએ છઈએ; તોપણ કહીએ છઈએ કે-સૂકાં સાથે લીલું બળે, તેનું પાપ ઘણું લાગે. જો તેઓને તેમની પોતાની આ ભયંકર ભૂલ દેખાતી હોય; તો તેમણે સર્વાત્મભાવનો વિકાસ અવસ્ય કરવો જોઇએ. યાદ રાખવું ઘટે છે કે—જેઓ પોતાને મોટા માનતા હોય, સારા માનતા હોય-તેમને સંકુચિત વિચારો લજવે છે. **उदारचरितानां तु वसुधैव कुटुंबकम्**-ઉદાર ચરિત્રવાળા જીવોને આખુ જગત્ કુટુંબવત્ છે.

૩૬ મો શ્લોક મોટા પાપીને પણ હિંમત આપે છે—આવી હિંમત **अपि चेत्सुदुराचारो** વિગેરે શબ્દોથી ગીતા અ. ૯. ૩૦ માં આપી

છે. **अहं त्वां सर्वपापेभ्यो, मोक्षयिष्यामि मा शुचः'** વિગેરે શબ્દોથી ગીતા અ. ૧૮-૬૫ આવી હીંમત આપી છે. તુલસીકૃતમાં પણ-

ચોપાઇ—કોટિ વિપ્ર વધ લાગહી જાહુ, આયે શરણુ તજોં નહીં તાહુ.

—મોક્ષવાણી પાનું ૪૬.

ચોપાઇ—જો નર હોય ચરાચર દ્રોહી, આવે સભય શરણુ તકી મોહી;

તજી મદ મોહ કપટ છલ નાના, કરૈં સદ્ય તેહી સાધુ સમાના.

—મોક્ષવાણી પાનુ ૪૮.

**अपि चेत्**-કદિ જો. આ બે શબ્દો અસંભવિત બાબતનો અંગિકાર કરવાનું સૂચવે છે.

**संतरिष्य।त**—' **तरति शोकमात्मवान्** ' આત્મવેત્તા પુરૂષ સમગ્ર સંસારને તરી જાય છે. **वृजिनं**-ધર્મ અધર્મરૂપ કર્મોના સમુહને. ' **मच्चित्तः सर्वदुर्गाणि, मत्प्रसादात् तरिष्यति** ।' વિગેરે શબ્દોથી ગીતા અ. ૧૮-૫૮ કહે છે કે—'મારામાં ચિત્તવાળો થવાથી, મારી કૃપાવડે તું સર્વ વિઘ્નોને તરી જઇશ.'

૩૬ મા શ્લોકમાં જ્ઞાનને ' નાવ ' કહ્યું; અને પાપકર્મને અગર સંસારને સમુદ્ર કહ્યો. ૩૭ મા શ્લોકમાં-જ્ઞાનને અગ્નિ કહી અને સર્વ-કર્મોને ( સર્વ કર્મોનાં બંધનોને ) સુકાં લાકડાં કહ્યાં.

**सर्व कर्माणि**—સર્વ કર્મોને એટલે શુભાશુભ બંધનોને. સર્વકર્મોમાં પ્રારબ્ધ ખરૂં કે?—હા. જ્ઞાનરૂપી અગ્નિ સંચિત કર્મોને બાળી દે છે. પ્રારબ્ધનું મિથ્યાપણું જણાવે છે, અને ક્રિયમાણ કર્મને અડકવા દેતો નથી. ' **भोगेन त्वितरे क्षपयित्वा संपद्यते** ' ( બ્રહ્મસૂત્ર )-પ્રારબ્ધ કર્મોનો ભોગથી નાશ કરીને. **तस्य तावदेव चिरं यावन्न विमोक्ष्येऽथ संपत्स्ये** (છાંદોગ્ય ઉપ. ૬-૧૪-૨.) પ્રારબ્ધ કર્મો તેને છોડે, ત્યાં સુધી તે વિદ્વાન્ પુરૂષને ખોટી થવું પડે છે. પ્રારબ્ધની નિવૃત્તિની સાથેજ તે વિદેહ-કૈવલ્ય (દેહત્યાગ ) પામે છે.' યોગયુક્ત જ્ઞાની સ્વેચ્છાએ દેહ ત્યાગ કરે છે. એટલે પ્રારબ્ધને પણ તે વટી જાય છે. જ્ઞાનાગ્નિ સર્વ કર્મોને ભસ્મ કરી નાંખે; ત્યારે—ત્યારે કર્મની ઇચ્છા શમી જાય; ત્યારે તર્કવિતર્ક બંધ પડી જાય; ત્યારે ઈંદ્રિયો વિષય સેવનને વિસરી જાય; ત્યારે મનનું મન-પણું મટી જાય; ત્યારે શબ્દોનો ભંડાર ખૂટી જાય; વિગેરે વિગેરે.

૬૭ જ્ઞાનનો વિષય ચાલુ છે—

**न हि ज्ञानेन सदृशं, पवित्रमिह विद्यते ।**

**तत्स्वयं योगसंसिद्धः, कालेनात्मनि विंदति ॥ ३८ ॥**

**પદાનિ**—ન-હિ-જ્ઞાનેન-સદૃશં-પવિત્રં-ઇહ-વિદ્યતે-

તત્-સ્વયં-યોગસંસિદ્ધઃ-કાલેન-આત્મનિ-વિંદતિ-

**श्रद्धावाँल्लभते ज्ञानं, तत्परः संयतेंद्रियः ।**

**ज्ञानं लब्ध्वा परां शांति-मचिरेणाधिगच्छति ॥ ३९ ॥**

**પદાનિ**—શ્રદ્ધાવાન્-લભતે-જ્ઞાનં-તત્પરઃ-સંયતેન્દ્રિયઃ-

જ્ઞાનં-લબ્ધ્વા-પરાં-શાન્તિં-અચિરેણ-અધિગચ્છતિ-

**અર્થ**—શ્રીકૃષ્ણ આગળ કહે છે કે 'હું તને ખાત્રીપૂર્વક કહું છઉં કે આ જગત્માં, જ્ઞાનના જેવું પવિત્ર બીજું કોઈ દેખાતું નથી. લાંબા વખતના યોગાભ્યાસદ્વારા, જે પુરૂષે પોતાનું અંતઃકરણ શુદ્ધ કર્યું હોય, તે પુરૂષ પોતે આ જ્ઞાનને, પોતામાં એટલે પોતાના અંતઃકરણમાં પ્રાપ્ત કરે છે. (૩૮)

---

(૩૮) પદચ્છેદઃ—**हि**-ખરેખર, ચોક્સ. **ज्ञानेन सदृशं इह पवित्रं**-આ સંસારમાં જ્ઞાનના જેવું પવિત્ર. **न विद्यते**-દેખાતું નથી. ( **योगेन संसिद्धः योगसंसिद्धः** ) **योगसंसिद्धः स्वयं**-કર્મ કરવા રૂપી યોગથી જેનું અંતઃકરણ શુદ્ધ થયું છે એવો પુરૂષ, પોતાની મેળે. **कालेन**-અમુક સમય જતાં. **तत् आत्मनि विंदति**-તે જ્ઞાનને પોતામાં પામે છે-મેળવે છે.

(૩૯) પદચ્છેદ—**श्रद्धा अस्ति अस्य इति श्रद्धावान्**-શ્રદ્ધાવાળો પુરૂષ. **तत्परः**-ગુરૂસેવા કરવામાં સાવધાન. **संयतानि इंद्रियाणि यस्य सः संयतेंद्रियः**-ઇંદ્રિયોને વશ રાખવાવાળો પુરૂષ. **लभते ज्ञानं**-જ્ઞાન પ્રાપ્ત કરે છે. **ज्ञानं लब्ध्वा**-જ્ઞાન પ્રાપ્ત કરીને. **परां शांतिं**-ઉત્તમ શાંતિ અગર મોક્ષને. **अचिरेण अधिगच्छति**-ટુંક વખતમાં પામે છે.

**38.** Certainly there is no purifier, iu this world, like knowledge. He who is well versed in yoga, or in other words-he who has purified his mind, by the study of yoga, for a long time, obtains in his self, the knowledge. **39.** One-who is full of faith, ready, ( in service of Guru ), and who has control over his senses-obtains knowledge. After obtaining knowledge, he goes switfty, to the Supreme peace.

અર્થ—જે પુરૂષ શ્રદ્ધાળુ હોય, [ગુરૂસેવામાં] તત્પર હોય; તથા ઇંદ્રિયોને નિયમમાં રાખતો હોય; તે પુરૂષ જ્ઞાન પ્રાપ્ત કરે છે. જ્ઞાન પ્રાપ્ત થયા પછી, તુરત ઉત્તમ શાંતિને (કૈવલ્ય મોક્ષને) પ્રાપ્ત કરે છે. (૩૯)

૩૮–૩૯ વિવેચન—

જ્ઞાન—જ્ઞાનના જેવું કોઈ પવિત્ર નહીં. કોઇએ આડું તીલક કર્યું; કોઇએ ઉભું તીલક કર્યું. કોઇએ ચોટલી રાખી; કોઇએ માથે મુંડન કરાવ્યું. કોઇએ ભગવાં પહેર્યાં; કોઇએ ધોળાં પહેર્યાં. કોઇએ રામ કહ્યા; કોઇએ રેમાન કહ્યા; કોઇએ મંદિર બંધાવ્યાં; તો કોઇએ મસીદો બંધાવી; કોઇએ સગુણને ભજ્યા; અને કોઇએ નિર્ગુણનો મહિમા ગાયો. આમ ફાંટા અનેક, તોપણ સૌએ જ્ઞાનમાટે–પરમાત્મ વસ્તુ શું છે; તે જાણવા અને જણાવવા માટે પ્રયત્ન કર્યો જણાય છે. તાત્પર્ય–જ્ઞાન વ્યાપક વસ્તુ છે. મંદિરો ઘણાં; પણ જ્ઞાનની વાતો થતી હોય; એવાં મંદિરો થોડાં. પોળની ચોરાશી થતી હોય; તો જમનારા ઘણા; પણ જ્ઞાનની વાતો કરનારા બ્રાહ્મણ થોડા. બ્રાહ્મણ એટલે શું?–જ્ઞાનના ઉપાસકો. બ્રાહ્મણનાં ઘર એટલે શું?–જ્ઞાનમંદિરો–મોક્ષમંદિરો.

માહિષ્મતી નગરીમાં પેસીને શ્રી આદ્ય શંકરાચાર્યે પૂછવું કે–'મંડન પંડિતનું ઘર કયાં આવ્યું?' તેના જવાબમાં શ્રી શંકરે સાંભળ્યું કે—

**'स्वतः प्रमाणं परतः प्रमाणं', कीरांगना यत्र गिरं गिरंति ॥**
**द्वारस्थनीडांतरसन्निरुद्धा, जानीहि तन्मंडनपंडितौकः ॥ [१]**
**'फलप्रदं कर्म फलप्रदोऽजः?' कीरांगना यत्र गिरं गिरंति ॥ द्वार०[२]**
**'जगद्ध्रुवं स्याज्जगदध्रुवं स्यात्?' कीरांगना यत्र गिरं गिरंति॥द्वार०३**

[જેમ મોટા ગરાસીયાની ડેલીએ, વારંવાર કસુંબા નીકળે; અને એકબીજાને પાય; તેમ બ્રાહ્મણોને ઘેર જ્ઞાનચર્ચાઓ થયા કરે.] શ્રીશંકરે સાંભળ્યું કે–" જે ઘરના બારણામાં બાંધેલા પાંજરામાં બેઠેલી પોપટીઓ, એકબીજીને પૂછે છે કે–" વેદનું વચન પોતાથીજ પ્રમાણ છે, કે બીજાં શાસ્ત્રોનાં વચનોના સંવાદથી પ્રમાણ છે?–તે ઘર તમારે મંડિન પંડિતનું સમજવું." [૧] " જે ઘરના દ્વારમાં બાંધેલા પાંજરામાં બેઠેલી પોપટીઓ, એકબીજીને પૂછે છે કે–'કર્મ ફળ આપે છે? કે ઇશ્વર ફળ આપે છે?' તે ઘર તમારે મંડન પંડિતનું સમજવું." [૨] " જે ઘરના બારણામાં બાંધેલા પાંજરામાં

બેઠેલી પોપટીઓ, એકબીજીને પૂછે છે કે–' જગત્ નિત્ય કે અનિત્ય છે ? ' તે ઘર મંડન પંડિતનું છે, એમ તમારે જાણવું " [૩]

શૂરવીર ક્ષત્રિયને ઘેર અભયનાં સદાવ્રત હોય; ભાગ્યશાળી વૈશ્યોને ઘેર, અન્નવસ્ત્રાદિનાં સદાવ્રતો હોય; તેમ ભાગ્યશાળી બ્રાહ્મણોને ઘેર, જ્ઞાનનાં સદાવ્રતો હોય. યાદ રાખવું કે–મંદિરો અને મૂર્તિઓ ધર્મની ધુડી નિશાળો છે–પ્રાથમીક શીક્ષણપદ્ધતિ છે. જીવના સાચા સુખ માટે–જ્ઞાન છે. મંદિરોમાં અને મૂર્તિઓમાં, સાચી પ્રીતિ કરાવનાર જ્ઞાન છે. આંખ વિના અંધારૂ; તેમ જ્ઞાન વિના પણ અંધારૂં. જ્ઞાનવિના ગુગળી હાર્યો; અને જ્ઞાની બોડાણો જીત્યો. ક્ષત્રિઓની શોભા શૌર્ય; તેમ બ્રાહ્મણોની શોભા જ્ઞાન.

**न रोधयति मां योगो, न सांख्यं धर्म एव च ।** (શ્રીમદ્ ભાગ. એકાદશ ૧૨ ) વિગેરે શબ્દોથી શ્રીકૃષ્ણે ઉદ્ધવજીને, જ્ઞાનનો મહિમા બહુ બતાવ્યો છે.

તુલસીદાસજી કહે છે કે—

ચોપાઈ—મુદ મંગલમય સંતસમાજુ, જો જગ જંગમતિરથરાજુ.

× × × +

મજ્જનફળ દેખીએ તત્કાલા, કાક હોઈ પીક બકહુ મરાલા.

મોક્ષવાણી પા. ૮–૯

જ્ઞાન કયા સાધનથી પ્રાપ્ત થાય ? તે વાત ૩૯ મા શ્લોકમાં છે. **श्रद्धावान्, तत्परः, संयतेंद्रियः** શ્રદ્ધાવાળો, તત્પર અને જીતેંદ્રિય. આ ત્રણમાં શ્રદ્ધા સૌનું મૂળ છે.

' શ્રદ્ધા સકળ સુખ મૂળ છે, શ્રદ્ધા વિના બધું ધૂળ છે.'

સોય વિલાયતી મજબૂત; અને સીવનારો દરજી બડો ફાંકડો; પણ સોયમાં દોરો ન હોય; તો કપડામાં ઉલટાં કાણાં પડે. શ્રદ્ધા હોય તે પુરૂષજ, તત્પર અને તેજ જીતેંદ્રિય થઈ શકે. **'श्रद्धावाननसूयश्च'** વિગેરે શબ્દોથી ગીતા અ. ૧૮–૭૧ કહે છે કે–' જે પુરૂષ શ્રદ્ધાથી અને દ્વેષરહિત થઇને ગીતાનું શ્રવણ કરશે; તે પાપથી મૂક્ત થશે.' શાસ્ત્રો અને સંતો કહે છે કે–'રોકડા રામ કોઇ આપી શકે તેમ નથી; પૂર્ણ શ્રદ્ધાથી પ્રયત્ન કરે, તેનેજ રામ મળે. '

નિશાળમાં ભણનાર વિદ્યાર્થીને, પોતાના ભણતરની જેટલી પરવા છે; તેના પા ભાગની પરવા, સાઠ વરસના ડોસાને જ્ઞાન માટે નથી. પછી કલ્યાણ કયાંથી થાય ! પુત્રની નિશાળની ફીનો ખર્ચ, અને નિશાળનાં પુસ્તકોનો

ખર્ચ, ડોસો રાજી થઈને કરે છે; અને પોતાના આત્મકલ્યાણ માટે તેના દસમા વીસમા ભાગનો ખર્ચ થાય; તો ડોસો થથડી જાય. જેમને જ્ઞાન માટે પરવા હોય; જેમને જન્મમરણનાં બંધન તોડવાની ઇચ્છા હોય; તેમણે આ બાબત વિચારવા જેવી છે.

જ્ઞાનમાર્ગમાં મોટા વિઘ્નરૂપ કોણ છે ?—

**अज्ञश्चाश्रद्दधानश्च, संशयात्मा विनश्यति ।**
**नायं लोकोऽस्ति न परो, न सुखं संशयात्मनः ॥ ४० ॥**

**પદાનિ**--અજ્ઞઃ-ચ-અશ્રદ્દધાનઃ-ચ-સંશયાત્મા-વિનશ્યતિ-
ન-અયં-લોકઃ-અસ્તિ-ન-પરઃ-ન-સુખં-સંશયાત્મનઃ

**અર્થ—**હે અર્જુન ! જે પુરૂષ અજ્ઞાની હોય, શ્રદ્ધા વિનાનો હોય, અને જેના મનમાં સંશય હોય, તે પુરૂષ વિનાશ પામે છે. જે પુરૂષ સંશયયુક્ત મનવાળો હોય છે, તેનો આ લોક બગડે છે, એટલુંજ નહિ; પણ તેનો પરલોક પણ બગડે છે. તેને સુખ હોતું (જ) નથી. (૪૦)

૪૦ વિવેચન—

**अज्ञः** શબ્દ **अश्रद्दधानः** શબ્દના પહેલાં મૂકીને, સૂચવ્યું કે-સંશયનું મૂળ અજ્ઞાન છે. અજ્ઞાનનો નાશ થાય, તોજ સંશયનો પણ નાશ થાય. દષ્ટાંત-મોટે મળસકે ચોરને દેખીને, મુસાફરે ડરીને પોતાનું પોટલું તેની પાસે મૂકી દીધું. ચોર કાંઈ બોલ્યો નહીં. તો પણ મુસાફરને બીક લાગવાથી, તે નાસીને પાસેના ગામડામાં સંતાઈ ગયો. અજવાળું થતાં તે ગામના પટેલે પૂછ્યું-'કયાં રહો છો ? કેમ આમ બેઠા છો.' તેના જવાબમાં મુસાફરે ખુલાસો કરતાં, પટેલ બંધુક લઈને મુસાફરની સાથે ચાલ્યો. જ્યાં પોટલું મૂકયું હતું; ત્યાં આવીને જુએ, તો તે ચોર નહોતો; પણ તે

(૪૦) પદચ્છેદઃ—**अज्ञःअश्रद्दधानः च**-અજ્ઞાની અને શ્રદ્ધારહિત પુરૂષ. **संशययुक्तः आत्मा यस्य सः संशयात्मा**-સંશયયુક્ત મનવાળો પુરૂષ. **विनश्यति**-નાશ પામે છે. **संशयात्मनः**-સંશય કરવાવાળા પુરૂષને. **अयं लोकः न अस्ति**-આ મનુષ્ય લોક હોતો નથી, એટલે મળતો નથી. **न परः**-પરલોક (પણ) મળતો નથી. **न सुखं**-સુખ પણ મળતું નથી.

**40.** One who is ignorant, faithless and doubting goes to destruition. One-who is doubting has not this world, nor the other world, nor the happiness.

ઝાડનું ઠુંઠું હતું. મુસાફરનો સંશય મટી ગયો. પ્રાણ એજ જીવન, તેમ જ્ઞાન એજ મનુષ્યત્વ. જ્યારે અમૃત પણ ભાવે નહીં; એવી અરૂચી ઉત્પન્ન થાય; ત્યારે મરણ નજદીક આવ્યું સમજવું. તેમ જ્યારે જ્ઞાનની વાત ગમે નહીં; ત્યારે અનેક જન્મનાં પાપ ફરી વળ્યાં એમ સમજવું.

**દોહરો**—જીવન્મુક્તા બ્રહ્મપર, ચરિત સુનહિ તજી ધ્યાન;
જે હરિકથા ન કરહી રતિ, તિનકે હૃદય પષાણ–સીયાવર૦

જ્ઞાન આત્માનો વિકાસ કરે; અને અજ્ઞાન સંશયોનો વિકાસ કરે. જેટલો આત્માનો વિકાસ તેટલોજ બુદ્ધિનો વિકાસ; અને જેટલો બુદ્ધિનો વિકાસ એટલોજ શ્રદ્ધાનો વિકાસ. બુદ્ધિના વિકાસ વિનાની જે શ્રદ્ધા–તે અંધશ્રદ્ધા. આ સંસારમાં પણ, સંશય ઉત્પન્ન થયો, કે સંસાર બગડયો. જેના ઉપર સંશય આવે; તેનાથી મન ચોરાઈ જાય–તેની સાથે કામ કરવું ગમે નહીં. પ્રભુના ઘરમાં પણ એમજ. શાસ્ત્રો અને સંતોએ **પ્રભુ વસ્તુને** બહુ સારી રીતે સિદ્ધ કરી આપી છે; છતાં તેમાં જેઓએ સંશય કર્યો; તેઓ રઝળી પડયા. ગરૂડને શ્રીરામમાં મોહ થયો; ત્યારે તેમને સદાશિવે કાગભુશૈંડી પાસે મોકલ્યા. કાગભુશૈંડીએ માંડ માંડ સંશય રૂપી રોગ મડાડયો.

**ચોપાઈ**

માયાવશ મતિમંદ અભાગી,હૃદય [1]જવનિકા બહુ વિધિ લાગી;
તે શઠ હઠવશ સંશય કરહિં, નિજ અજ્ઞાન રામપર ધરહીં.
જેમ જેહિ [2] દિગ્‌ભ્રમ હોઇ ખગેશા, સો કહ પશ્ચિમ ઉગેઉ [3]દિનેશા.
[4]નૌકારૂઢ ચલત જગદેખા, અચલ મોહવશ [5]આપુહિ લેખા.
વિગેરે૦ વિગેરે૦ (મોક્ષવાણી પાનું ૭૪A)

અંધને કોઈ વસ્તુ દેખાતી નથી; તેમ સંશયી પુરૂષને સત્યાસત્યનું ભાન હોતું નથી. સરકારને સંશય આવે, ત્યારે ઝડતી લઇને સંશયનું નિવારણ કરે છે.

હવે આ અધ્યાયનો ઉપસંહાર કરે છે—

**योगसंन्यस्तकर्माणं, ज्ञानसंच्छिन्नसंशयम् ।**
**आत्मवंतं न कर्माणि, निबध्नंति धनंजय ॥ ४१ ॥**

---

૧ અજ્ઞાનનો પડદો, સંશયો. ૨ દિશાનો ફેરફાર. ૩ સૂર્ય. ૪ વહાણ પર ચઢેલો. ૫ પોતાને સ્થિર ગણે.

(૪૧) પદચ્છેદઃ—**योगेन सन्यस्तानि कर्माणि येन सः–तं–योग-सन्यस्तकर्माणं**–કર્મયોગ વડે જેણે કર્મોનાં ફળ તજી દીધાં છે તે પુરૂષને.

પદાનિ—યોગસન્યસ્તકર્માણું-જ્ઞાનસંચ્છિન્નસંશયમ્
આત્મવંતં-ન-કર્માણિ-નિબધ્નન્તિ-ધનંજય

तस्मादज्ञानसंभूतं, हृत्स्थं ज्ञानासिनात्मनः ।
छित्त्वैनं संशयं योग-मातिष्ठोत्तिष्ठ भारत ॥ ४२ ॥

પદાનિ—તસ્માત્-અજ્ઞાનસંભૂતં-હૃત્સ્થં-જ્ઞાનાસિના-આત્મનઃ
છિત્વા-એનં-સંશયં-યોગં-આતિષ્ઠ-ઉત્તિષ્ઠ-ભારત

**हरिः ॐ तत्सदिति श्रीमद्भगवद्गीतासूपनिषत्सु ब्रह्मविद्यायां योगशास्त्रे श्रीकृष्णार्जुनसंवादे कर्मब्रह्मार्पणयोगो नाम चतुर्थोऽध्यायः ॥४॥**

અર્થ—જે પુરૂષે કર્મયોગદ્વારા, કર્મનાં ફળમાંથી આસક્તિ તજી દીધી હોય; જેના સંશયો જ્ઞાનવડે છેદાઈ ગયા હોય; તે સાવધાન પુરૂષને, હે અર્જુન! કર્મો બંધન કરતાં નથી. (૪૧)

---

**ज्ञानेन संछिन्नः संशयः यस्य सः ज्ञानसंछिन्नसंशयः, तम् ज्ञानसंछिन्नसंशयम्**-જ્ઞાનથી જેનાં સંશયો છેદાઈ ગયા છે એવા પુરૂષને. **प्रशस्तः आत्मा यस्य इति आत्मवान् तम् आत्मवंतं**-સાવધાન પુરૂષને. **धनंजय**-હે અર્જુન! **कर्माणि न निबध्नंति**-કર્મો બાંધતાં નથી. એટલે કર્મોની તેઓના ઉપર અસર થતી નથી.

(૪૨) પદચ્છેદ—**तस्मात्**-તેટલા માટે. **भारत**-હે અર્જુન! **अज्ञानेन संभूतं अज्ञानसंभूतं**-અજ્ઞાનથી ઉત્પન્ન થએલા (એ સંશયને). **हृदि तिष्ठति इति हृत्स्थः तं**-હૃદયમાં રહેલા. **एनं संशयं**-આ સંશયને. **आत्मनः**-આત્મા સંબંધી. **ज्ञानम् एव असिः, तेन ज्ञानासिना**-જ્ઞાનરૂપ તલવાર વડે. **छित्त्वा**-કાપીને. છેદીને. **योगम् आतिष्ठ**-નિષ્કામ કર્મયોગનો આશ્રરો લે-એટલે નિષ્કામ કર્મયોગને આચરણમાં મૂક. **उत्तिष्ठ**-(યુદ્ધ કરવા) ઉઠ, ઉભો થા.

**41**. Oh Arjun! actions do not bind that who has renounced fruits of action by yoga; whose doubts are cut down by knowledge, and who is ruled by self; **42**. ( Shrikrishna while completing this fourth discourse, says in the end ) Therefor oh Bharat! with the sword of the wisdom of the Self, cut down the ignorant-born, and heart-serted donbt; ( If you are satisfied with my above, ) stand up ( to fight ), and practice Karma yoga.

અર્થ—[ આ અધ્યાયનો ઉપસંહાર કરતાં, શ્રીકૃષ્ણ કહે છે કે !] હે ભારત ! અજ્ઞાનથી ઉત્પન્ન થએલા, અને તારા હૃદયમાં વાસ કરીને રહેલા આ સંશયને, આત્માના જ્ઞાનરૂપી તલવારવડે છેદીને, નિષ્કામ કર્મયોગમાં જોડા–નિષ્કામ કર્મો કરતાં શીખ; અને (આટલો ઉપદેશ જો તું સમજ્યો હો, તો હવે યુદ્ધ કરવા) ઉભો થા. (૪૨)

૪૧–૪૨ વિવેચન—

**योगसन्यस्तकर्माणं**–કર્મયોગના પાલનથી, જેણે કર્મબંધન ફેંકી દીધાં છે–તે પુરૂષ. ૪૧ મો શ્લોક પાંચમા અધ્યાયનું પગરણ માંડે છે. પછી **ज्ञानसंछिन्नसंशयम्**–શબ્દ મૂકીને સૂચવ્યું કે–'કર્મયોગના પાલનદ્વારા, પ્રથમ ચિત્તને શુદ્ધ કરો; પ્રથમ જ્ઞાનનો રસ્તો ખુલ્લો કરો. પછી જ્ઞાનદ્વારા સંશયોનો નાશ કરો. નીસરણી અગર લીફ્ટ વિના, માળે ચડનારને, ઉઠી પડવાનો ભય છે; તેમ કર્મયોગના અનુષ્ઠાન વિના, જ્ઞાનમાર્ગે ચડનાર ઉઠી પડે છે–શુષ્કવેદાંતી થઈને, હતા ત્યાંથી પાછા પડે છે. કર્મયોગથી અને જ્ઞાનયોગથી જે પુરૂષ સિદ્ધ થાય; તે **आत्मवान्** અગર **आत्मज्ञानी**-ગણાય છે.

**ज्ञानसंछिन्नसंशयम्**—જ્ઞાને કરીને જેમના સંશય કપાઈ ગયા છે તે પુરૂષને. તે સંબંધમાં મુંડક ઉપનિષદ્‌ કહે છે કે—

**भिद्यते हृदयग्रंथि-श्छिद्यंते सर्वसंशयाः ॥**
**क्षीयंते चास्यकर्माणि, तस्मिन् दृष्टे परावरे ॥ २–२–८ ॥**

'જ્ઞાને કરીને તે ઉત્કૃષ્ટ દેવને જાણ્યા પછી, હૃદયની ગાંઠો (હું અને મારૂં) તુટી જાય છે. સર્વ સંશયો કપાઈ જાય છે–શમી જાય છે. અને સર્વ કર્મોનો નાશ થાય છે.'

સંશય કયા કયા ?—આત્મા દેહ છે કે દેહથી ભિન્ન છે ? આત્મા ભિન્ન છે, તો તે વ્યાપક છે કે અવ્યાપક છે ? વ્યાપક છે, તો તે કર્તા છે કે અકર્તા ? અકર્તા છે, તો તે એક છે કે અનેક ? એક છે, તો સગુણ કે નિર્ગુણ ? વિગેરે.

અહીં સંશય કયો છે ?–'ભિષ્માદિ ગુરૂવર્ગને મારાથી કેમ મરાય ?' 'યુદ્ધમાં સૌને મારીને લોહીથી ખરડાએલું રાજ્ય ભોગવવું; તેના કરતાં માગી ખાવું, શું ખોટું ?' વિગેરે. આ જ્ઞાનીની શંકા. કોરા કાગળ ઉપર જલદીથી બીજું કાંઇ લખાય; પણ લખેલા કાગળ ઉપર બીજું કાંઇ લખવું, તે અઘરૂં કામ છે. મુરખને જલદીથી સમજાવાય; પણ મોજીલા મહાત્માને સમજાવતાં વાર લાગે.

**રાગ-આર્યા-अज्ञः सुखमाराध्यः, सुखतरमाराध्यते विशेषज्ञः ।**
**ज्ञानलवदुर्विदग्धं, ब्रह्माऽपि तं नरं न रंजयति ॥**

આ સંસારમાં **अज्ञः**-કાંઈ ન જાણનાર; **सुज्ञः** સારી રીતે જાણનાર; અને **अल्पज्ञः**-થોડું જાણનાર-એમ ત્રણ પ્રકારના લોકો છે. તેમાં અજ્ઞ મનુષ્ય સુખપૂર્વક સમજાવાય; સુજ્ઞ મનુષ્ય બિલકુલ પ્રયાસ કર્યા વિના સમજાવી શકાય; પરંતુ અલ્પજ્ઞ મનુષ્યને બ્રહ્મા પણ સમજાવી શકતા નથી.

અલ્પજ્ઞ અને અર્ધદગ્ધ-પાંચ પચીશ શ્લોકો શીખીને, 'મારા જેવો જ્ઞાની કોઇ નથી;' 'હું બધું જાણું છઉં'; એમ માનનારા આજકાલ ઘણાં સ્ત્રીપુરૂષો છે. અર્જુન તો નમ્ર અને નિર્મળ ભાવે શ્રીકૃષ્ણને પ્રશ્ન કરતો હતો; અને આવાં અર્ધદગ્ધ સ્ત્રીપુરૂષ તો, અક્કડ અને મલીન ભાવે પ્રશ્ન કરે. અર્જુનને સમજાવવા ૭૦૦ શ્લોક કહેવા પડયા; અને અર્ધદગ્ધને સમજાવતાં ૭૦૦ જન્મ લેવાં પડે. ગીતા શીખનારે આ અર્ધદગ્ધપણાના ભયંકર રોગથી બચવું.

'**तस्मात् अज्ञानसंभूतं हृत्स्थं संशयं आत्मनः ज्ञानासिना छित्त्वा**-તેથી અજ્ઞાનથી ઉત્પન્ન થએલા અને હૃદયમાં રહેલા સંશયને પોતાના જ્ઞાનરૂપી તલવારથી કાપીને.' જ્ઞાન હૃદયમાં વસે, અને અજ્ઞાન પણ હૃદયમાં વસે. એકનો ઉપયોગ કરવાથી જન્મ મરણના બંધન તુટે; અને બીજાનો ઉપયોગ કરવાથી જન્મમરણનાં બંધન મૂળ ઘાલીને મોટાં થાય. ત્યારે ત્યાં કેવી રીતે વર્તવું ?—

**विद्यां चाविद्यां च, यस्तद्वेदोभय ँ सह ।**
**अविद्यया मृत्युं तीर्त्वा, विद्ययामृतमश्नुते ॥११॥**

(ઇશોપનિષદ્)

જ્ઞાન અને અજ્ઞાન બન્ને એક ઠેકાણેજ વસે છે. એમ જે જાણે છે; તે પુરૂષ, અજ્ઞાનથી એટલે અજ્ઞાનને બરાબર ઓળખી કાઢીને, અજ્ઞાને પાથરેલા મૃત્યુને (મોહને) જ્ઞાનના બળથી તરીને, અમૃત ભાવને પામે છે. (૧૧)

**भारत उत्तिष्ठ योगं आतिष्ठ**-હે અર્જુન ઉભો થા અને નિષ્કામ કર્મયોગ શરૂ કર. આ અધ્યાયના ૧૫મા શ્લોકમાં પણ કહ્યું છે કે-'**तस्मात् त्वं कर्म एव कुरु**-તેથી તું કર્મજ કર. કર્મ તજવાની વાત પડી મેલ.' એટલે યુદ્ધના ફળમાં અનાસક્ત રહીને, યુદ્ધ શરૂ કર. 'અકર્મ' એટલે 'કર્મ કરવાનો ત્યાગ' નહીં; પણ 'અનાસક્તકર્મયોગ,' એમ હવે વધારે ચોક્કસ થયું. આવા સ્પષ્ટ ખુલાસા છે, તોપણ જેઓ પોતાને ડાહ્યાભાઈ માને છે; તેઓ હજી અજવાળે અથડાય છે.

યાદ રાખવું કે—નાના મોટા-જ્ઞાની અજ્ઞાની-તમામ ગૃહસ્થોને, નિષ્કામ કર્મમાર્ગમાં રાખવા માટે, આ ઉપદેશ છે. ઘર તજીને કર્મમાર્ગ તજવા કરતાં; ઘરમાં રહીને, કર્મમાર્ગનું પાલન કરવા, ગીતા ખાસ ભલામણ કરે છે. જેમ પાકેલું ફળ કોઇને કહ્યા વિના વૃક્ષ ઉપરથી ખરી પડે; તેમ તપ તથા જ્ઞાને કરીને જેમના વિકારો શમી ગયા હોય છે; તેઓ ભગવાં પહેરે કે ન પહેરે; પણ વિરક્ત પુરૂષની માફક વર્તે છે. ભગવાં પહેરીને ત્યાગનું, તપનું અગર વિદ્યાનું અભિમાન થાય; તો તે ભગવાંની ભવાઈ છે.

નિષ્કામ કર્મયોગનું અથવા કર્મબ્રહ્માર્પણયોગનું ઉંડાણ (રહસ્ય)–આ નિષ્કામકર્મમાર્ગ જીવને નીડરતાથી કહે છે કે—'દેહાદીક કોઇપણ પદાર્થ તારો નથી, પરમાત્માનો છે. જે પોતાનું ન હોય, તેમાં જે મમત્વ બુદ્ધિ કરે; તે માર ખાય.' ત્યારે શું દેહાદિકને સાચવવાં નહીં?–'સાચવવાં; પણ જેમ શેઠના ઘોડાને રાવત સાચવે તેમ.' બીજી વાત એ કહે છે કે— 'સ્વાર્થ એજ સંસાર; અને પરમારથ એજ પરમાત્મા. હે જીવ! તારો સાચો સ્વાર્થ શું છે? તે તું ભૂલી ગયો છે. તું જેને સ્વાર્થ કહે છે, તે નરકનું દ્વાર છે. સ્વાર્થ તજીને કર્મ કર; અરસપરસ ઉપયોગી થઈ પડ. સ્વાર્થ એજ સંકોચ, પરમારથ-નિષ્કામતા-એજ વ્યાપકતા. નાનો મટીને મોટો થવાની ચાવી પરમારથ પાસે છે. મોટો મટીને નાનો થવાની ચાવી સ્વાર્થ પાસે છે. ગીતા એટલે માત્ર અમુક સનાતનીઓનોજ ધર્મ નહીં; પણ–

**तपोभिः क्षीणपापानां, शांतानां वीतरागिणां ॥**
**मुमुक्षूणामपेक्षोऽय-मात्मबोधो विधीयते ॥**

તપે કરીને જેનાં પાપ નાશ પામ્યાં હોય; જેઓ શાંત અને વિતરાગી હોય; એવા મુમુક્ષુઓ માટે આ આત્મબોધ છે.

તાત્પર્ય—સમગ્ર જગતના મુમુક્ષુઓને ગીતા લાગુ પડે છે.

આ પુરૂષોતમ માસમાં દાનેશ્વરી લોકો દાન કરશે; તપસ્વીઓ તપ કરશે; વ્રતધારીઓ વ્રત કરશે; પણ–સ્ત્રી અનેક શણગાર ધરે; તોપણ–જેમ ચાંદલા વિના સ્ત્રીનું સૌભાગ્ય સમજાય નહીં; તેમ જ્ઞાનવિના મુમુક્ષુનું–હરિજનનું–સૌભાગ્ય મનાય નહીં. માટે આ અધ્યાય વાંચજો, વંચાવજો, અને વાંચી સંભળાવજો. રસના ઘુંટડા છે. રસીક બનીને રસ પીજો; અને પાજો. લ્યો ત્યારે ઘણાજ હેતથી જયશ્રીકૃષ્ણ.

મોક્ષમંદિર–અમદાવાદ.<br>સંવત ૧૯૮૭ જેઠ વદી ૧૧ } લી. રામશંકર મોનજી ભટ્ટ.

# મોક્ષમંદિરમાંથી પ્રગટ થતાં પુસ્તકો.

**જ્ઞાનના જીજ્ઞાસુઓને આવાં સસ્તાં પુસ્તકો ભાગ્યે જ મળી શકશે.**

---

**મોક્ષપત્રિકા** } પાકાં પુંઠાથી બંધામણી સાથે સંવત ૧૯૭૬ થી ૧૯૮૬ } દરેકના ૨-૬-૦

રાસ પંચાધ્યાયી અથવા શ્રીકૃષ્ણ અને રાસ. ... ઘણા ખુલાસા અને ઘણાં રસીક પદો સાથે } કીંમત ૧-૮-૦

યોગતારાવલી શંકરાચાર્યની યોગપ્રસાદી' ... ... ... ૦-૨-૦

તત્ત્વજ્ઞાનની પ્રથમ પોથી ૦-૨-૦ વેદાન્તકેસરી પ્રથમ પ્ર. ૦-૧૦-૦ દેહનિરૂપણ ૦-૧૦-૦

આત્મનિરૂપણ પ્રથમ તરંગ અને દ્વિતીય તરંગ દરેકના ૦-૧૦-૦, તૃતીયતરંગ ૦-૪-૦

મણિરત્નમાળા તથા ગર્ભોપનિષદ દરેકના ... ... ... કીંમત ૦-૨-૮
શ્રીચર્પટપંજરિકા તથા શ્રીમોહમુદ્ગર-દરેકના ... ... કીંમત ૦-૧-૬

શ્રી તત્ત્વબોધ અને આત્મબોધ દરેકની ... ... ... કીંમત ૦-૩-૬
વિવેકચૂડામણિનો સંપૂર્ણ ગ્રંથ ... ... ... ... ૧-૧૨-૦

પાતંજલયોગદર્શનનાં પ્રકરણો-સાધનપાદ તથા વિભૂતિપાદ.દરેકના પોસ્ટેજ સાથે. ૦-૮-૦
સમાધિપાદ ૦-૧૨-૦, કૈવલ્યપાદના ૦-૪-૦ પ્રાણતત્ત્વ .. ... ૦-૨-૦

પાતંજલ યોગદર્શન સંપૂર્ણ ગ્રન્થ ... ... ... ... ૨-૪-૦
વેદાંતવિચાર શ્રી શંકર તથા મંડન પંડિતનો અને તોટકનો સંવાદ-દરેકનો ૦-૧-૦

રઘુવંશ પ્રથમ તથા દ્વિતીય સર્ગો પદચ્છેદ, ગુજરાતી તથા અંગ્રેજી ભાષાંતર સહિત ... ... ... ... ૦-૧૨-૦

રઘુવંશ ત્રીજો સર્ગ પદચ્છેદ, તથા ગુજરાતી ભાષાંતર સહિત ... ૦-૬-૦
(વિદ્યાર્થી પાસેથી દરેક સર્ગે બે આના ઓછા) દરેક સર્ગે પોસ્ટેજનો એક આનો.
રઘુવંશ ચોથો સર્ગ ... ... ... ... ... ૦-૩-૬
શ્રીમદ્ ભગવદ્ ગીતા ૧, ૩, ૫-૧૨-૧૫-૧૬ અધ્યાય દરેકના ૦-૩-૦

,, સાંખ્ય વિવેચન સહીત બીજો અધ્યાય ... ... ... ૦-૬-૦
સમરથગીતા સંસ્કૃત શ્લોકો સારા મોટા ગુજરાતી ટાઇપમાં વાંચનની ખાસ શુદ્ધિ માટે. સંસ્કૃત વ્યાકરણની નોટ સાથે. ... ૦-૪-૦
રામ અને રામાયણ અને સંતરામશતાબ્દી (ભજન રત્નાવલી) દરેકના ... ૦-૧-૦

મોક્ષવાણી-તુલસીકૃત રામાયણમાંથી ચુંટેલા સુંદર પ્રસંગો } રફ કાગળ ૦-૮-૦
બહારગામ માટે પોસ્ટેજ બે આના જુદા } ગ્લેજડ ,, ૦-૧૨-૦

મુંબઇ યાત્રા પ્રસંગ-સુંદર પુષ્પોની છાબ તથા શ્રીકૃષ્ણ લીલામૃત. દરેકના ૦-૩-૦

ધાર્મિક પ્રથમ પોથી, કર્મ-જ્ઞાન અને ભક્તિ, રત્નોની ટોપલી, પ્રભુ કેમ દૂરના દૂર, દીવાળી કેવી રીતે ઉજવશો ? એકાદશી તથા ઇશ્વરાવતાર અને શ્રીકૃષ્ણતત્ત્વ. } દરેકની કીંમત છ પાઇ. એક સાથે અઢી રૂપૈયાની ૧૦૦ નકલ. પોસ્ટેજ ચૌદ આના જુદું.

રુદ્રીનો બીજો અધ્યાય, "તમે ક્યાં છો", દેવ બનવાની કુંચી, શ્રાદ્ધ. દરેકના... ૦-૦-૩

એક સાથે એક રૂપૈયાની ૭૫ નકલ. એક સાથે પાંચ રૂપૈયાની ૫૦૦ નકલ.

ઘેર બેઠાં ગંગા-પૂર્વ તથા ઉત્તરની યાત્રાનો ભોમીયો-યાત્રાળુઓને ઘણોજ ઉપયોગી
કીંમત ૧-૮-૦ પોસ્ટેજ ચાર આના જુદું.